



For Reference See Pages: 2, 3, 4, 5, 6, 8, 9, 10, 11, 12, 13, 14, 15, 16, 17, 18, 19, 20, 21, 23, 24, 25, 26, 27, 30, 31, 32, 33, 34, 35, 36, 37, 38, 39, 40, 41, 42, 43, 44, 45, 46, 47, 48, 49, 50, 51, 52, 53, 54, 55, 56, 57, 58, 59, 60, 61, 62, 63, 64, 65, 66, 67, 68, 69, 70, 71, 72, 76, 77, 78, 79, 80, 81, 82, 83, 84, 85, 86, 87, 88, 89, 90, 91, 92, 93, 94, 95, 97, 98, 99, 100, 101, 102, 103, 104, 105, 106, 107, 108, 109, 110, 111, 112, 113, 114, 115, 119, 120, 122, 123, 124, 125, 126, 127, 130, 132, 133, 134, 136, 137, 138, 139, 140, 141, 142, 143, 144, 145, 146, 147, 148, 149, 150, 151, 152, 153, 154, 155, 156, 157, 158, 159, 160, 161, 162, 163, 164, 165, 166, 167, 168, 169, 170, 171, 172, 173, 174, 175, 176, 177, 179, 180, 181, 182, 184, 185, 186, 187, 188, 189, 190, 191, 192, 193, 194, 195, 196, 197, 198, 199, 200, 201, 202, 203, 204, 205, 207, 208, 209, 212, 213, 214, 216, 220, 221, 222, 223, 225, 226, 227, 229, 230, 231, 239, 241, 242, 243

# કર્તવ્યપંથે....

કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ સેવક
લીંબાણી કુળભૂષણ ધર્મવીર
**શ્રી. નારાયણજી રામજીભાઇ**
નું
## જીવન અને કાર્ય

: સંપાદક :
**વાલજી જીવરાજ લીંબાણી**

અમૂલ્ય

:: પ્રકાશક ::
શ્રી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ
સુધારક મંડળની વતી
નારાયણ શીવજી કોન્ટ્રાકટર
ઘાટકોપર (મુંબઈ)

સંવત ૧૯૯૮ ] પ્રથમ આવૃત્તિ [ સને ૧૯૪૨
પ્રત ૫૦૦

:: મુદ્રક ::
સૌ. લીલબાઈ શાહ
કચ્છી પ્રીન્ટીંગ પ્રેસ
ચીંચપોકલી, મુંબઈ ૧૨.




______________________ ને

શ્રી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ સુધારક મંડળ, ઘાટકોપર તરફથી સપ્રેમ

# ....આ....ભા....ર....

●

સંપાદક તરીકે મારે ખાસ કંઇ કહેવું જ જોઈએ એવું નથી. મારે વાંચકો સમક્ષ જે રજુ કરવું હતું તે પુસ્તક દ્વારા રજુ કરી ચુકયો છું. શુરા વાંચકો એમાંથી ઉત્તમ સાર ગ્રહણ કરે એટલું જ ઇચ્છું છું.

પરંતુ "કર્તવ્યપંથે" ના પ્રકાશનના કાર્યમાં એક યા બીજી રીતે જે જે શુભેચ્છક વ્યક્તિઓએ મને સહાય કરી છે, તેમનો ઉપકાર માનવાનું તો ભૂલ્યું પાલવે તેમજ નથી. સ્વર્ગસ્થના જીવન પ્રસંગો સંગ્રહ કરી પ્રસિધ્ધ કરવાની મારી ઇચ્છા જાણીને તરતજ તેને પ્રકાશીત કરવા માટે તૈયાર થનાર 'કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ સુધારક મંડળ' ના સભ્યોનો તો મારે સૌથી પહેલો ઉપકાર માનવો જોઇએ. જો તેમણે પ્રકાશન ખર્ચ માથે ન લીધું હોત તો પુસ્તક કદાચ આટલું જલ્દી વાંચકો સમક્ષ મૂકી શકાયું ન હોત. પુસ્તક પ્રકાશનનો ખરો જશ તો એ મંડળના સંચાલકોનો છે.

ઉપરાંત મારા કાર્યમાં અન્ય રીતે સહાય કરનારાઓમાં શ્રી. મનજી માસ્તર પણ મૂખ્ય છે. પુસ્તકની અસલ કોપીઓ લખવામાં તથા પ્રુફસ વગેરે વાંચવામાં એમનો મોટે હિસ્સો છે. એથી આ તકે એમનો પણ ઉપકાર માની લઉં છું.

સંપાદક —



શ્રી. નારાયણજી રામજીભાઈ લીંબાણી

Tuesday,
22 May 1883

: જન્મ :
સં. ૧૯૩૯
વૈશાખ પૂર્ણિમા

20 Oct 1941,
Monday
10:30 PM

: મૃત્યુ :
સં. ૧૯૯૭
આસો વદ ૧૪



Life: 58 Years, 4 Months, 28 Days

## પ્રાસંગિક—

કોઇ પણ મહાન વ્યક્તિનાં જીવનપ્રસંગો માનવ-સમાજ માટે એક ઉત્તમ દ્રષ્ટાંત છે. દેશેદેશના ઇતિહાસ પર નજર ફેરવશો તો જણાશે કે ઇતિહાસોમાં જે તે દેશની મહાન વ્યક્તિઓનાં જીવનચરિત્રો જ સંગ્રાયલાં છે. વર્તમાન સમાજ એ જીવનચરિત્રોમાંથી પોતાના ભાવિ જીવન માટે અને સંસ્કૃતિની સાચવણુ માટે માર્ગદર્શન મેળવી લે છે.

શ્રી. વાલજીભાઇએ સ્વ. શ્રી. નારાયણજીભાઇના જીવન-પ્રસંગોને પુસ્તકાકારે પ્રગટ કરવાની ઇચ્છા પ્રદર્શિત કરી ત્યારે એટલા માટેજ મને અત્યંત આનંદ થયો. સ્વ. નારાયણજીભાઇનું જીવન પણ એક ઉત્તમ દૃષ્ટાંતરૂપ છે. એમના જીવનપ્રસંગો એમની જ્ઞાતિના આજના યુવાનોને સ્વકર્તવ્યનું માર્ગદર્શન કરી ધર્મપ્રેમ, સ્વમાન, સત્ય-પ્રિયતા, સેવાભાવ, નમ્રતા, નિર્ભયતા અને એકધારી કર્તવ્યનિષ્ઠાનું એક અસરકારક દૃષ્ટાંત પુરૂં પાડે છે. એટલુંજ નહિ પણ સમસ્ત સનાતન ધર્મપ્રેમીઓ માટે પણ એ એક અનુકરણીય દૃષ્ટાંતરૂપ છે.

૨

આ આખું જીવનચરિત્ર વાંચતાં એ વાતની પ્રતિતિ થાય છે. સ્વર્ગસ્થે પોતાની જ્ઞાતિની ઉન્નતિ અને સેવા માટે જે કાર્ય કર્યું છે એનો જો ધાર્મિક દૃષ્ટિએ વિચાર કરવામાં આવે તો એ કાર્ય સનાતન ધર્મની જ સેવાનું છે એમ નિઃશંક કહી શકાય. એટલે જ મેં ઉપર સમસ્ત સનાતન ધર્મપ્રેમીઓ માટે એમના જીવનને અનુકરણિય દૃષ્ટાંતરૂપ કહ્યું છે.

Samaj's background

વર્ષો પહેલાં સનાતન હિંદુ ધર્મની વિશાળતાનો લાભ લઇને પરધર્મીઓએ હિંદુ ધર્મને નામેજ પોતાના ધર્મને હિંદુ ધર્મમાં ઘુસાડી દીધો, અને સનાતન ધર્મના આગેવાનોની બેદરકારીનો લાભ લઇ ધીમે ધીમે આગળ વધારતા ગયા. સમય જતાં સેંકડો અશિક્ષિત કુટુંબો તેમાં ફસાઇ પડયાં જો નારાયણજીભાઇએ તેમની આ પ્રપંચલીલા સામે પોકાર ન ઉઠાવ્યો હોત તો એ પંથ આજે કેટલી પ્રગતિ સાધી શકયો હોત; એ કહેવું જરાએ મુશ્કેલ નથી. સ્વ. નારાયણજીભાઇએ તન, મન અને ધનથી એ પંથના પ્રચાર સામે પ્રવૃતિ શરૂ કરી દીધી, અને સેંકડો કુટુંબોને શુધ્ધ કરાવી સ્વજ્ઞાતિના ઉદ્ધાર સાથે સનાતન ધર્મની પવિત્રતા, મહત્તા અને કિર્તિની રક્ષા કરવાનું મહદ્પૂણ્ય પ્રાપ્ત કર્યું, એ જોતાં એમની જ્ઞાતિ જેટલી જ સમસ્ત હિંદુ જનતા પણ એમની ઋણી છે એમ કહેવામાં જરાએ અતિશ્યોક્તિ નથી.

realpatidar.com

3

આશ્ચર્યની વાત તો એ છે કે હિંદુ ધર્મની ધજાઓ ફરકાવીને તેને પડછાયે પડયાં પડયાં બાદશાહી વૈભવો ભોગવનાર ધર્માચાર્યોએ પરધર્મીઓના આ નવા પંથ તરફ જોઈતું લક્ષ આપ્યું નથી. સનાતન ધર્મનું રક્ષણ એજ જેમની ફરજ છે. ધર્મની રક્ષા અને પ્રચાર સિવાય જેમની પાસે બીજું કામજ નથી, એવા આચાર્યો, સ્વામીઓ અને મહંતો સ્વ. ની આ પ્રવૃતિ પછી પણ પોતાનાં સાધન, શક્તિ અને સમયનો રક્ષા કરી બેસી રહયા હોય એમ લાગે છે. અને સ્વ. ને થોડાક સાધનહિન સાથીઓ સાથે લગભગ એકલ દશામાં પરધર્મીઓ સાથે ઝઝુમવું પડયું છે. શ્રી. નારાયણજીભાઈએ અથાગ પ્રયત્નો કરીને એ નવા પંથના જે સાહિત્યને પ્રકાશમાં મુકયું છે, એ જાણીને તો આપણે આશ્ચર્યમાં ડુબી જઈએ છીએ. સ્વર્ગસ્થે એ પંથની પોલને ઉઘાડી પાડતાં અનેક નાના મોટાં ચોપાનીયાં અને પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે. એમાંના એક મોટા પુસ્તકનું નામ છે "પીરાણા સતપંથની પોલ" પણ આ પુસ્તક જોતાં એક નવો પ્રશ્ન થાય છે કે હિંદુ ધર્મમાં કેવડી પોલ હશે કે જેમાં એ પોલ પેસી ગઈ? આ ધર્મને વેદો છે, ઉપનિષદો છે, પુરાણો છે, એમાં પાઠપૂજા છે ને ગાયત્રી મંત્ર પણ છે. આવા ઐતિહાસિક અસત્યને ચલાવી લેવાની આપણી ક્ષમાવૃત્તિ માટે પણ આપણને

દુઃખ થવું જોઇએ. શ્રી. નારાયણજીભાઇને એ બાબતનું દુઃખ થયું, એમણે એ સામે પોકાર ઉઠાવ્યો અને જીવ્યા ત્યાં સુધી સનાતન ધર્મની આ અમુલ્ય સેવાનું મહાકાર્ય અટકી ન જાય એ જોવાની ફરજ સનાતન ધર્મના આચાર્યોની અને સમસ્ત સનાતન ધર્માવલંબીઓની છે. પીરાણા સતપંથ એ માત્ર કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિનેજ કોરી ખાતો કીડો નથી, પણ હિંદુ ધર્મમાં પેસેલો એક સડો છે. એ સડાનો–એ રોગનો નાશ કરવા માટે સ્વર્ગસ્થે આદરેલો ઔષધી-પ્રયોગ ચલુ રાખવાની જવાબદારી આખીય હિંદુ જનતાની છે.

આ પુસ્તક વાંચતા જે એક બીજી દુઃખદ વાત જણાય છે, એ છે એમના સહકાર્યકરોના મતભેદની. કોઇ પણ મહાન કાર્યમાં મુશ્કેલી એ તો સહજ વસ્તુ છે. મુશ્કેલીનો સામનો કરીને મેળવાયલી સફળતા એજ કાર્યની તેજસ્વી મહત્તા છે. પણ પ્રત્યેક મહાન કાર્યમાં સંઘબળની જરૂરીઆત સૌથી વિશેષ છે અને જ્યારે સહકાર્યકરોમાં મતભેદ ઉભો થાય છે ત્યારે પરિસ્થિતિ કેટલી કઠિન બની જાય છે એ હવે કોઇથી અજાણ્યું નથી. આપણી સ્વાતંત્ર્યતાની લડત એ એનો તાજેજ દાખલો છે. સ્વ. નારાયણજીભાઇની પ્રવૃતિમાં આ વિઘ્ને જ મુશ્કેલી ઉભી કરી અને આજ કારણે તેઓ પોતે શરૂ કરેલી

પ્રવૃતિનું સંતોષજનક પરિણામ જોઇ શકયા નહિ.

વિશાળ હિંદુ ધર્મમાં અનેક વાડાઓ ચાલ્યા કરે છે. આથી કોઇ પણ સંપ્રદાયમાં મતભેદ થતાંજ પ્રત્યેક પક્ષના આગેવાનો પોતપોતાના અલગ વાડા ઉભા કરી દે છે અને એ ચાલેય છે, પરંતુ થોડીક મુશ્કેલી–અગવડતા કે મતભેદને કારણે આમ અલગ પડી જઇ પ્રવૃતિને ઢીલી કરી નાખવી એ કોઇ પણ સમજુ વ્યક્તિ માટે યોગ્ય નથી. આથી પરિણામ એ આવે છે કે આગેવાનોને પગલે ચાલનારો સાધારણ વર્ગ મુંઝવણમાં પડી જઇ શ્રદ્ધા ખોઇ બેસે છે ને છેવટે પ્રવૃતિ વીંખાઇ જાય છે. સ્વ. નારાયણજીભાઇની પ્રવૃતિ માટે પણ કંઇક આવું બન્યું છે. જો કે આ પુસ્તકમાં જણાવવામાં આવેલા એમના જીવન ને પ્રવૃતિઓના ઇતિહાસથી એ સ્પષ્ટ સમજી શકાય છે કે એમણે હાથ ધરેલી પ્રવૃતિ કોઇ પણ વિઘ્નથી શિથિલ બની નથી. એમણે આજીવન પોતાની પ્રવૃતિને એકધારી જ ટકાવી રાખી છે, ને પોતાના એ પવિત્ર કાર્યની જ્યોતને જલતી રાખીનેજ એ યોગભ્રષ્ટ આત્મા આ સ્વાર્થી સંસારમાંથી વિદાય લઇ ગયો છે. પરંતુ અંત સમયે એમણે શ્રી. વાલજીભાઇને આપેલા સંદેશામાં એમની મનોવેદના, જ્ઞાતિપ્રેમ અને અંતિમ-ઇચ્છાના પડઘા પડે છે. એ સંદેશો વાંચીને કયા જ્ઞાતિ-પ્રેમી હૃદયને આઘાત નહિ થાય? આ ધર્મવીરની અંતિમ

ઇચ્છા જાણી કયું કઠણ હૈયું ધન્યવાદ ગળી શકશે? કયાં નિર્દય નયનો આંસુ ખાળી શકશે? એમના આત્માની શાંતિ અર્થે કયો ધર્મપ્રેમી ઉત્સુક નહિ થાય? ગુણ-પૂજક ભારતવર્ષમાં એટલો લાગણીહિન માનવી મળવો મુશ્કેલ છે! પરિચિત અને અપરિચિત કોઇ પણ વ્યક્તિ આ ધર્મવીરનાં ત્યાગં, ધર્મપ્રેમ, જ્ઞાતિસેવા અને સત્ય-પ્રિયતાનો ઇતિહાસ જાણ્યા પછી એમના આ નિસ્વાર્થ અને ધર્મસેવાના કાર્યને સફળ કરવામાં ફાળો આપવાને પોતાનો ધર્મ સમજશે. એટલુંજ નહિ ભૂતકાળમાં એમના જે સહકાર્યકરોને એમની સાથે મતભેદ પડેલો એ આગે-વાનો પણ હવે તો એક થઇને આ પવિત્ર કાર્યને પૂર્ણ કરવા તૈયાર થઈ જશે.

પૂર્વના રૂણાનુબંધે હું સ્વર્ગસ્થના જેટલોજ એમના સહકાર્યકરોના પરિચયમાં આવ્યો છું. એટલેજ શ્રદ્ધાપૂર્વક હું ઉપરોક્ત આશા વ્યક્ત કરી શકયો છું. જેમની પાસેથી એ આશા હું રાખું છું એમની જ્ઞાતિસેવાની ધગશને હું જાણું છું. એમની શક્તિ અને લાગવગથી પણ હું પરિચિત છું. આ કાર્ય એમનું પોતાનુંજ છે, અને શ્રી. નારાયણજીભાઇની ગેરહાજરીમાં એ કાર્યને ઢીલું ન પડવા દેવું એ એમના જુના સહકાર્યકરો તરીકે એમની પહેલી અને પવિત્ર ફરજ છે.

૭

આ પુસ્તકમાંની હકીકતો વાંચ્યા પછી સ્વર્ગસ્થે ગ્રહણ કરેલો માર્ગ વધુ ન્યાયી અને હિતકર લાગે છે. અનેક વિદ્વાનોની સલાહ પછીજ એમણે શુદ્ધિનો માર્ગ ગ્રહણ કર્યો હતો. એ પવિત્ર અને શાસ્ત્રસંમત ક્રિયા સામે કોઈનેય વિરોધ ઉઠાવવો ઘટે નહિ. જે વિધિને સ્વ. સ્વામી શ્રદ્ધાનંદજી અને ગજાનન ભાસ્કર વૈદ્ય જેવા વિદ્વાનોએ તથા જગતગુરૂ શંકરાચાર્ય જેવા ધર્મધુરંધર આચાર્યોએ સ્વિકાર્ય ગણી છે તેનો માત્ર સગવડતા ખાતર વિરોધ કરવો એ ડહાપણભર્યું કહી શકાય નહિ. ધર્મ એ તો ખાંડાની ધાર છે. ધર્મ માટે તન, મન અને ધનનો ભોગ આપનાર વીરોનાજ દાખલાઓ ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાયા છે. થોડીક અગવડોથી ડરી જવું એ કોઈ પણ ધર્મપ્રેમી માટે શોભાસ્પદ નથી. ધર્મપાલન મરજીયાત હોવા છતાંય તેની મહત્તા તો એકધારા પાલનમાંજ છે. જગતવંદ્ય મહાત્મા ગાંધીજીના શબ્દોમાં કહીએ તો "આ જીવન પાળ્યો એજ ધર્મ, બાકી તો સગવડ કે વિનોદ" અને ધર્મને સગવડ કે વિનોદનું સાધન બનાવવું એ નિર્બળતાનીજ નિશાની છે.

આજે શ્રી. નારાયણજીભાઈ નથી, તેઓ સદાને માટે આ લોકમાંથી વિદાય લઇ ગયા છે, એવા સંજોગોમાં જ્ઞાતિના સર્વ શુભેચ્છકોએ એકત્ર થઇ એમણે આદરેલા

જ્ઞાતિસેવાના કાર્યને પાર પાડવુંજ જોઇએ. અંગત મતભેદોનો જેમ બને તેમ જલદી નિકાલ લાવવો જોઇએ. જે મોટો વર્ગ માર્ગદર્શન માટે જ્ઞાતિના સુધારક આગેવાનો તરફ મીટ માંડી રહયો છે તેને મુંઝવણમાં ન નાખતાં જે સાચો અને એકજ માર્ગ છે તે બતાવી દેવો જોઇએ એ સુધારક આગેવાનોનો ધર્મ છે.

જ્ઞાતિના નવયુવાનો કે જેઓ આજ સુધી આ મતભેદોના અંતની રાહ જોઇ રહયા હતા, તેઓએ પણ હવે લાંબો વખત નિષ્ક્રિય બેસી રહેવું જોઇએ નહિ. યુવાનોએ પક્ષાપક્ષની પંચાતમાં પડવાની જરૂર નથી. તેઓએજ હવે આગેવાનોને એક કરવામાં પોતાની શક્તિ અને બુદ્ધિનો ઉપયોગ કરી એ આંટીનો ઉકેલ કરી નાખવો જોઇએ અને લાંબા ગાળાની પ્રવૃતિની મંદતા જોતાં યુવાનોજ આ આંટીઘુટીનો ઉકેલ લાવી શકશે એમ લાગે છે. કોઇને માઠું લાગી જવાના ભયથી બેસી રહેવું એ યુવાનો માટે શોભાસ્પદ નથી. સત્ય અને ન્યાયને માર્ગે જતાં યુવાનોને આજસુધી કોઈ રોકી શક્યું નથી, અને રોકી શકશે નહિ. એવા અંતરાયોનાં બંધનો તોડી નાખવા એજ યુવાનીના જુસ્સાનો પૂરાવો છે. એમાંજ યુવાનીની શોભા છે. યુવાનો પોતાના જ્ઞાતિ, સમાજ અને ધર્મના કલ્યાણને સાચે માર્ગે હિમ્મત અને શ્રદ્ધાથી આગળ વધશે તો

વિજય એમનોજ છે. આગેવાનોની નહિ તો ઇશ્વરની સહાય તો એમને જરૂર મળશે.

ઉપર કહ્યું તેમ પૂર્વના રૂણાનુંબંધે હું કચ્છ કડવા પાટીદાર ભાઇઓનો થોડો ઘણો પરિચય પામ્યો છું. એમના એક શુભેચ્છક તરીકે પક્ષપાત વગર મારી સર્વ પક્ષના આગેવાનોને વિનંતી છે કે તેઓ એક થઇ પવિત્ર જ્ઞાતિમૈયાના ઉધ્ધારને માટે નિશ્ચિત થયેલા કર્તવ્યપંથે આગળ વધે અને પૂર્વજોની કિર્તિને અખંડ રાખે. ઇશ્વર સૌને એમ કરવાની શક્તિ આપે. એમ ઇચ્છતો હું છું તમારો સૌનો

ઘાટકોપર
૨૬–૩–૪૨
( રામનવમી )

શુભેચ્છક
અમૃતલાલ. ઓ. જોષિ.

श्री ऊमा शरण मस्तु

કડવા પાટીદાર કુળદેવી

# શ્રી ઊમીયા માતાજી

ઊંઝા, ઉત્તર ગુજરાત, બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વે.

Bombay, Baroda and Central India Railway (BB&CI). Now part of Western Railway, India

# કડવા પાટીદારોનું

## પવિત્ર યાત્રાનું ધામ

●

હરેક કડવા પાટીદાર ભાઇઓને અમારી આગ્રહપૂર્વક વિનંતી છે કે આપણા કુળદેવી શ્રી ઉમીયા માતાજીની સંસ્થાને તમારા ઘેર હરેકે હરેક પ્રસંગોએ યાદ કરીને આથીંક ફાળાથી સંસ્થાની ઉન્નતિમાં વધારો કરવા ચુકતા નહિ.

કચ્છ વિભાગના હરેક ભાઇઓને અમારી નમ્રતાપૂર્વકની વિનંતી છે કે ઘણા વરસોથી છુટા પડેલા આપણને

શ્રી કુળદેવીના નામનું પણ વિસ્મરણ થઇ ગયું હતું. તે હવે દરેક પ્રસંગોએ યાદ કરીને તાજું રાખશો.

## જન્મ, લગ્ન, મરણ વિગેરે પ્રસંગોમાં
## શ્રી માતાજીને જરૂર યાદ કરશો.

# થાળની પ્રાસાદી

રૂા. ૨૫) અંકે પચીસ એક વખત આપીને હંમેશાં દર વરસે એક દિવસ તમારી નોંધાવેલ મીતીએ શ્રી માતાજીને થાળ ધરાવવામાં આવશે.

# કાયમી યાદગીરી

શ્રી માતાજીની યાત્રામાં આવનાર યાત્રીઓને ઉતરવાની સગવડ માટે વ્યવસ્થિત રૂમોની ખાસ જરૂર છે. તો તે રૂમો બાંધવાના માટે રૂા. ૪૦૦) અંકે ચારશો આપનાર દાતાના નામની તે રૂમના ઉપરે તકતી રાખવામાં આવશે. માટે જ્ઞાતિના દાનવીર સખી ગૃહસ્થો આ યોજનાને જરૂર સહાય કરશો એવી આશા રાખીએ છીએ.

શ્રી ઉમીયા માતાજીની મંદિરયાત્રા દર વર્ષે વૈશાખ સુદ ૧૫ ના રોજે થાય છે તેવા પ્રસંગે ઉંઝાં પધારી કુળદેવીશ્રીનાં દર્શન કરી કૃતાર્થ થવા સાથે જ્ઞાતિ ગંગાના દર્શનનો લાભ લેવા ચુકતા નહિં.

# પ્રકાશક....તરફથી

●

સ્વ. નારાયણજીભાઇના મંડળ પર એટલાબધા ઉપકારો છે કે એમની જેટલી સેવા થાય એટલી ઓછી છે. મંડળ એમના જીવન પ્રસંગોને પુસ્તકાકારે જાહેરમાં મુકી પોતાના કર્તવ્યનો યત્કિંચીત પાલનનો સંતોષ મેળવે છે. પણ એમના આ ઉદ્દેશ પાલનનું કાર્ય તો હજુ મંડળ સામે પડયુંજ છે. જ્ઞાતિના સર્વ ભાઇઓને અમારી વિનંતી છે કે તેઓ મંડળમાં જોડાઇ એમાં પોતાની સહાય આપે.

શ્રી. વાલજીભાઇના આ પ્રયત્ન બદ્દલ મારે તેમનો આ તકે ઉપકાર માનવાનું ભૂલવું જોઇએ નહિં. કામકાજના દબાણને લઇને વખતના અભાવે અમે તો કંઇ કરી શકયા નથી. પરંતુ શ્રી વાલજીભાઇએ પોતાના અમુલ્ય સમયનો ભોગ આપી અમારા કાર્યમાં જે મોટી સહાય આપી છે તેને અમારાથી ભૂલી શકાય નહિં.

વાંચકો આ પુસ્તક વાંચીને સદ્ગત ધર્મવીરના શરૂ કરેલા કાર્યમાં પોતાનો સાથ આપે એમ ઇચ્છા રાખીએ છીએ.

ઇશ્વર ઇચ્છાએ ધીમે ધીમે કાર્યને મંડળ વધારે ને વધારે ખીલવવાની ઇચ્છા રાખે છે.

પ્રકાશક —

# મહારાજશ્રી રામેશ્વરજીનો

## ટુંક પરિચય

●

સ્વર્ગસ્થ શ્રી. નારાયણજીભાઈના કર્તવ્ય પંથના સાથીઓ અને સહાયકોમાં જેમનું સ્થાન અજોડ અને પૂજનિય છે. સાચા શબ્દોમાં એ કર્તવ્યપંથના ખરા માર્ગદર્શક છે. એ પવિત્ર પુરૂષને કર્તવ્યપંથનાજ ઈતિહાસ વખતે ભૂલવા અશકય છે. બલ્કે એમની યાદજ પ્રથમ થઈ જાય છે. જેમ એક ગુરુભકતે કહયું છે કે–

ગુરૂ ગોવિંદ દોનુ ખડે,
કીસકુ લાગું પાય?
ગોવિંદસે ગુરૂ બડે,
ગોવિંદ દિયો બતાય.

એ ન્યાયે પરમપૂજ્ય પ્રાતઃસ્મરણિય સનાતન ધર્મ ઉપદેશક શ્રી. રામેશ્વરજી મહારાજનું સ્મરણ પ્રથમ કરવું જ યોગ્ય છે. જે માર્ગે પ્રયાણ કરીને કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિએ પોતાનાં પ્રાચિન ગૌરવ, કિર્તિ અને કર્તવ્ય પ્રાપ્ત કર્યાં છે. એ માર્ગદર્શકના મહાન ભોમિયાના પરોપકારને ભુલાઈજ કેમ શકાય?

તેઓશ્રી રાજકોટ નજીક ઢોલરા જેવા નાનકડા ગામના વિદ્વાન અને નિસ્વાર્થ બ્રાહ્મણ સનાતન ધર્મના સાચા રક્ષક હતા. કાશી જેવા પવિત્ર ક્ષેત્રમાં વેદ–શાસ્ત્રો અને જ્યોતિષનો અભ્યાસ કર્યા પછી ભિક્ષા જેવી ક્ષુદ્ર વૃત્તિનો ત્યાગ કરી લોકકલ્યાણ અને ધર્મ ઉપદેશ અને ધર્મસેવાના પરમ કર્તવ્યનો સ્વિકાર કરી એક કર્તવ્યનિષ્ઠ બ્રાહ્મણને છાજે એવું જીવન ગાળતા હતા.

એમના મુંબઈના નિવાસ દરમિયાન પૂર્વના રૂણાનુબંધે શ્રી. નારાયણજીભાઈ સાથે મેલાપ થયો. સ્વર્ગસ્થ નારાયણજીભાઈના ધાર્મિક વિચારો અને તેમના મનના ઉંચા સંસ્કારો જાણ્યા પછી મહારાજશ્રીએ જાણે કેમ કચ્છી કડવા પાટીદાર જ્ઞાતિના માટેજ જન્મ ધારણ કર્યો હોય તેમ પોતાના બીજા વ્યવસાયને બાજુએ રાખી પીરાણા સતપંથની કપટજાળમાં ફસી પડેલ પાટીદાર ક્ષત્રિય કોમને પોતાના શુદ્ધ સ્વરૂપનું ભાન કરાવીને સ્વ-

ગર્સ્થ શ્રી. નારાયણજીભાઇને સર્વ પ્રકારની સહાય કરવા લાગ્યા એ વિષે આ પુસ્તકમાં અન્યત્ર ઉલ્લેખ છે.

મહારાજશ્રીની વકતૃત્વશક્તિ, વાણીપ્રભા અજબ હતાં. અને કથાકારોમાં તેઓ એક અજોડ હતા. જ્યારે કથા કહેવા બેસતા ત્યારે શ્રોતાજન ઉપર એમનાં વાણી-પ્રવાહની ઘણી ઉંડી અસર થતી. એ શક્તિથી સ્વ. નારાયણજીભાઈ તથા એમના સાથીઓમાં હંમેશા હિંમતનો વધારો થયા કરતો.

મહારાજશ્રીના સ્વર્ગવાસ પછી એમનાજ ઉપદેશ અને આદેશાનુસાર એ કાર્ય ચાલુજ હતું, પરંતુ જ્ઞાતિના કમનસીબે આગેવાન સુધારકોમાં મતભેદ ઉભો થયો અને સુધારાના કાર્યમાં મોટું વિઘ્ન નડયુ. છતાં ગુણપૂજક પાટીદાર ક્ષત્રિય જ્ઞાતિના સંતાનો પોતાના અંગત મતભેદોની વાતોને અલગ રાખી પરમ પૂજ્ય સ્વર્ગસ્થ મહારાજશ્રી તરફ એટલોજ પૂજ્યભાવ રાખી રહયા છે, એ આનંદની વાત છે.

આજે એ મહાપુરૂષનો અમર આત્મા અંતરિક્ષમાં રહીને પણ આ કમનસીબ વાતાવરણ માટે દુઃખ અનુ-ભવતો હશે.

૪

આ તકે સર્વપક્ષવાળાઓને એટલી વિનંતી કરવી અસ્થાને નહિ ગણાય કે તમારા ઉદ્ધાર અને ઉન્નતિ માટે પોતાના સર્વસ્વનો ભોગ આપનાર નિસ્વાર્થ આત્માઓના સંતોષ માટે ફરી એક વાર એકત્ર બનીને એમણે બતાવેલા પવિત્ર અને યશદાયી કર્તવ્યપંથે વિચરી વિજય મેળવી એમના આત્માને તૃપ્ત કરવાની તમારી ફરજ અદા કરો. એમનો આત્મા તમારા પર આશિર્વાદો વરસાવશે. તથાસ્તુ.

**શ્રી ગણેશાય નમઃ**

वक्रतुंड महाकाय सूर्यकोटि समप्रभ
निर्विघ्नं कुरुमेदेव सर्वकार्येषु सर्वदा

વાંકા મુખવાળા, મોટી કાયાવાળા, સૂર્યના જેવા પ્રભાવ - વાળા હે ગણપતિ દેવ! મારાં બધાં કામોમાં મને હંમેશાં વિઘ્ન વગરનો કરો.

## श्री सरस्वती स्तुति·

शुक्लांब्रह्मविचारसारपरमाम् आद्यां जगद्व्पिनीम्
विणापुस्तकधारिणीमभयदां जाडयांधकारापहाम् ।
हस्तेस्फाटिकमालिकां विदधति पद्मासने संस्थिताम् ।
वन्दे तां परमेश्वरीं भगवतीं, बुद्धिप्रदां शारदाम् ॥

શ્વેત, ઇશ્વરના વિચારના સાર રૂપ, શ્રેષ્ઠ, જગતમાં વ્યાપેલાં, વિણા નામનું વાજીંત્ર અને પુસ્તક ધારણ કરનારાં, અભય આપનારાં, જડતા—અજ્ઞાનનાં અંધારાં ટાળનારાં, હાથમાં સ્ફાટિક મણિની માળા ધારણ કરનારાં, પદ્માસન ઉપર બિરાજેલાં, બુદ્ધિ આપનારાં, પરમ ભગવતી સરસ્વતિ દેવી! તમને વંદન કરૂં છું.

૨

## શ્રી ઉમાવિજયતેતરામ્.

"શ્રી ઉમાશરણુ મસ્તુ જન્માન્તરેષ્વપિ"
"કડવા કુલવર્ધિની શ્રીઉમા વિજયતેતરામ્"
"યાભ્મા ખડગ ત્રિશૂલબાણુ નિવહં દિવ્યૈર્ભુજૈષડભુજા"
"દુષ્ટાનાં ભયસૂચકં, સુરદ્વિષો મુંડં ચહત્યનંદા"
"ભકતા નામ ભયંકરી સુખકરી ત્રલોકય તાપા પહા"
"સા દેવી વૃષવાહના સુફલદા નિશ્રેયસાયા સ્તુવઃ"
"કડવા ક્ષૈત્રિ ત્રાણુાર્થં પ્રદુર્ભુતાં ઉમાપુરે"
"ઉમીયા મીશ્વરી ભકત્યા પ્રણુયામી મુહુર્મુહુઃ

### પ્રાસ્તાવિક.

જ્યારે જ્યારે દુનિયામાં કોઈપણુ દેશ, ગામ, જ્ઞાતિ કે સમાજમાં અધર્મનું જોર વધી જાય છે, ત્યારે ત્યારે એ ફેલાયલા અધર્મનો નાશ કરવા અને સત્ય ધર્મની સ્થાપના કરવા પરમકૃપાળુ પરમાત્મા એકાદ પુણ્યશાળી આત્માને પૃથ્વી પર મોકલે છે. સ્વ. નારાયણુજીભાઈનું જીવન ને કાર્ય એવુંજ કહી શકાય.

શ્રી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના આ મહાન સુધારકનું જીવન એટલે સ્વજ્ઞાતિના જુલ્મો, સ્વાર્થી અને ટુંકી દ્રષ્ટિ વાળા આગેવાનોના જુલમ અને કલેશનુંજ પ્રતિક, એમ કહેવામાં અતિશયોક્તિ નથી. ગુજરાત, કાઠિયાવાડ અને કચ્છની કડવા પાટીદાર કોમમાં ધાર્મિક ક્રાન્તિકાર તરિકેની

અમર નામના મૂકી જનાર આ નરવીર અને ધર્મપ્રેમી જ્ઞાતિ સેવકે, લગભગ ચારસો વરસથી જડઘાલી બેઠેલા અધર્મ યુક્ત પીરાણા સતપંથ ધર્મના સાક્ષાત ધતીંગને જ્ઞાતિમાંથી ઉખેડી નાખવા માટે પોતાના જીવનનું બલિદાન આપ્યું છે, એમ એમનું આખું જીવન જાણ્યા પછી સૌ-કોઇ કબુલ કરશે. એમાં કંઇ શંકા નથી.

સતપંથ મુસલમાન ધર્મ

પીરાણા સતપંથ ધર્મના નામે કપોલકલ્પિત મુસલમાની ધર્મમાં વટલેલા હજારો જ્ઞાતિ ભાઇઓને પ્રાયશ્ચિત આપી સંસ્કારયુક્ત કરી, પવિત્ર સનાતન-વૈદિક-ધર્મને રસ્તે લઇ જતાં, જ્ઞાતિના સ્વાર્થી, આપખુદ પીરાણાપંથી આગેવાન પટેલો તથા મુખીઓના અસહ્ય જુલમો સહન કરીને માત્ર પાટિદાર કોમનાજ નહિં પણ આખા હિંદુ સમાજ અને હિન્દુ સનાતન ધર્મના રક્ષણ ખાતર પોતાના આજીવનનો ભોગ આપ્યો છે. આવા ધર્મવીર, હિમ્મતવાન, સત્યનિષ્ટ અને શુદ્ધ ચારિત્રશિલ, નરવીરનું જીવન. જ્ઞાતિના આબાલ, વૃદ્ધ, સ્ત્રી પુરૂષાદિ સર્વને પ્રેરણારૂપ તેમજ આદર્શ દ્રષ્ટાંત રૂપ છે.

## જન્મ અને બાલ્યકાળ.

કચ્છની કડવા પાટીદાર જ્ઞાતિમાં જ્યારે પીરાણા સતપંથ નામના અવૈદિક પંથનો સુર્ય મધ્યાને પ્રકાશી રહ્યો હતો ત્યારે કચ્છના મધ્ય ભાગે આવેલા વીરાણી જેવા નાનકડા ગામમાં મુરબ્બી શ્રી. રામજીભાઇ ભોજાભાઇ લીંબાણીને ત્યાં

Parents of NRL were followers of Swaminarayan Sect.

Upto 5th Standard

સંવત ૧૯૩૯ ની સાલે નારાયણજીભાઇનો જન્મ થયો ત્યારે એમના પિતાશ્રી રામજીભાઈ એ વખતના પ્રસિદ્ધ શીલ્પીઓ-માંના એક હતા. શાંત, સુધારક, વૈદિક ધર્મના પ્રબળ જીજ્ઞાસુ અને પીરાણા સતપંથના વિરોધી શ્રી. રામજીભાઇ તથા તેમના ધર્મપત્નિ રાજબાઇ બંને જણા શ્રી. સ્વામીના-રાયણ સંપ્રદાયના અનુયાયી હતાં. આમ અંગત રીતે વૈદિક ધર્મનાઉપાસક હોવા છતાંય તે વખતે પીરાણા સતપંથના ઠેકેદરોની પ્રબળ લાગવગ અને એકહથ્થુ સામાજીક સત્તાના જોરે તેમની સામે થવાની હિમ્મત કરી શકયા નહોતા. સ્વર્ગસ્થ નારાયણજીભાઇના પિતાની આ આંતરિક વૃત્તિના ઉંચ્ચ સંસ્કારોનો વારસો નારાયણજીભાઇને મળ્યો. બાળપણ-થીજ તેઓની બુદ્ધિ તિવ્ર હતી. ભણવામાં ઘણાજ હોંશીયાર હતા. સ્કુલમાં જતા ત્યારે હંમેશાં રમત ગમત, અભ્યાસ વિગેરેમાં પોતાના ભાઇબંધ છોકરાઓમાં સરદારી ભોગવતા હતા. અને સર્વ વિદ્યાર્થીઓમાં આગેવાન હતા, એવી રોતે ગુજરાતી પાંચ ચોપડીનું શિક્ષણ લીધા પછી ભણવાનું બંધ થયું. તે સમય કચ્છ દેશમાં અને વળી કડવા પાટીદાર જ્ઞાતિમાં ગુજ-રાતી પાંચ ચોપડી સુધી ભણવું એ અહોભાગ્ય મનાતું હતું. ત્યાર પછી તેમના પૂજ્ય પિતાશ્રીની જાતી દેખરેખ નીચે શીલ્પકળા શીખવાની શરૂઆત કરી. થોડા દિવસો બાદ તેમને પરદેશ જવાની ઉત્કંઠા થઇ, તે વાત તેમના વડીલને કરતાં એમના સાહસિક પિતાએ તેમ કરવા સંમતી પણ આપી.

૫

## પરદેશ ગમન.

સ્વ. નારણજીભાઇ પોતાનું નશીબ અજમાવવા માટે મુંબઇ શહેરમાં આવ્યા. દુનીયાની એક અજાયબી સમા મુંબઇ શહેરની આલીશાન ઇમારતો અને શીલ્પકળાના અવનવા નમુનાઓ જોઇને ઘડીભર આ ઉગતા યુવાનના હૃદયમાં શીલ્પકળાનો ગર્વ હતો તે સર્વ ગળી ગયો. આવા અલબેલા શહેરમાં કોઇની ઓળખ, લાગવગ કે ઉત્તેજનના અભાવે સ્વતંત્ર ધંધો કરવાની ઇચ્છાઓ દાબી દઇને અંતે એક બીલ્ડીંગ કોન્ટ્રાકટરને ત્યાં કડીયા કામ સ્વીકારીને શહેરી જીવનની શરૂઆત કરી. થોડાજ વખતમાં પોતાની કાર્યકુશળતા અને બુદ્ધી બળથી મુંબઇ શહેરના સારા સારા નામાંકીત ઇન્જીનીયરો અને શ્રીમંત શેઠીયાઓની અંદર ઘણીજ લાગવગ વધારી પોતાના ધંધાને ઘણોજ વીસ્તાર્યો. પણ ભાગ્યવિધાતાએ તેમના હાથે જ્ઞાતીઉદ્ધારનું મહાન કાર્ય કરાવવાનું નીર્માણ કર્યું હશે. તેથી સમય જતાં એ હજારો રૂપીયાની આવક જતી કરીને તેમને ધાર્મીકક્રાંતીના યજ્ઞમાં ઝંપલાવવાની જીજ્ઞાસા ઉત્પન્ન થઇ. કડવા પાટીદાર જેવી સૂર્યવંશી ક્ષત્રીય જ્ઞાતીને અજ્ઞાનતાને લીધે પ્રપંચી અને હીન્દુ સનાતન ધર્મ વિરોધી અર્ધદગ્ધ પીરાણા સતપંથ ધર્મના નામે ચાલતા અધર્મ યુકત ઇસ્લામી ધર્મમાં સબડી રહેલી જોઇ પોતાના જ્ઞાતિ ભાઇઓને આ પાપ માર્ગમાંથી પાછા વાળી શુદ્ધ સનાતન ધર્મના રાહપર લાવવાનો સવાલ આ સંસ્કારી ભાઇને રાત-

સુર્ય વંશી ક્ષત્રીય જ્ઞાતિ

Mission of Narayanji Ramji Limbani

દિવસ મુંઝવી રહયો હતો. પોતાનો જ્ઞાતિ સમુદાય જે ધર્મમાં ફસાયો છે, તે પીરાણા સતપંથ ધર્મ ઇસ્લામી છે. અને મહાન વૈદિક સનાતન ધર્મનું અપમાન કરનારો છે, એવા વિચારોથી તેમનું હૃદય હંમેશાં ખિન્ન રહયા કરતું હતું. મુંબઇ શહેરની અંદર અન્ય હિન્દુ કોમના સારા સારા વિદ્વાનોના પરિચયમાં આવવાથી તેમજ વર્તમાનપત્રો અને ઉત્તમ પુસ્તકો વાંચવાના શોખથી તેમની વાંચન તરફ રૂચી વધતી ગઇ. એમનું જ્ઞાન વિશાળ થતું ગયું અને ગુજરાતી પાંચ ચોપડીનો અભ્યાસી સાહિત્યનો સમજદાર શોખીન બન્યો. દેશના ઇતિહાસો, નામાંકિત નરો, સુધારકો, ઉદ્ધારકો વગેરેનાં જીવનવૃતાંતો વાંચ્યા, તથા જાતિ અનુભવ લીધા તેમજ ધાર્મિકગ્રંથો પ્રત્યે પણ તેમણે તેવુંજ લક્ષ આપ્યું. એક દિવસ અચાનક તેમને એક ગુજરાતી જ્ઞાતિ ભાઇનો મેળાપ થયો, તેમની સાથેની વાતચીત ઊપરથી કચ્છ અને ગુજરાતના ભાઇઓ વચ્ચેના જમીન આસમાન જેટલા તફાવતની વાતો તેમણે જાણી, એમની લાગણી ઉ-તેજીત બની અને બારીક ઝીણવટ ભરી તપાસ કરતાં ગુજરાતી જ્ઞાતિ બંધુઓની સ્થિતિ કચ્છના ભાઈઓ કરતાં સર્વ વાતે ઉન્નત માલમ પડી, ગુજરાતમાંથી પોતાની જ્ઞાતિનું નીકળતું "કડવા વિજય" માસીક પત્ર પણ વાંચવા મળ્યું. એટલે પોતે તેના કાયમી ગ્રાહક થયા અને તેમાં આવતો હકીકતોનો અભ્યાસ કરવા માંડયો તેથી હૃદયમાં કોઇ નવીન દ્રષ્ટિ પ્રાપ્ત થતી હોય તેમ તેમને

જ્ઞાતિ કેમ પાછળ રહી ગઈ હતી?

૭

પોતાની જ્ઞાતિની અધોગતી પ્રત્યક્ષ રીતે જણાવા લાગી. પોતાની જ્ઞાતિની આ સામાજીક અને વ્યવહારિક અવનતી ધાર્મિક વિચારોની સંકડાશને લીધે જ થઇ છે. એ વાત તેઓ જાણી શક્યા. પોતાના નીકટના સંબંધીઓ પણ પીરાણા સતપંથ ધર્મને અનુસરનારા હોવાથી પોતે ના હિન્દુ ના મુસલમાન એવી (અર્ધદગ્ધ) વિષમ સ્થિતિમાં જીવી રહયા છે. એ વાત પણ તેમની દ્રષ્ટી સમક્ષ વારંવાર ખડી થતી. તેથી પીરાણા સતપંથ ધર્મ પ્રત્યે તીરસ્કાર આવવા લાગ્યો. અને છેવટે તેને તજી ઉ-તમ એવા શુધ્ધ વૈદીક સનાતન ધર્મનો સ્વીકાર કરવાના અને પોતાના કચ્છવાસી જ્ઞાતી બંધુઓને સુધારી અસલ સનાતની પાટીદાર બનાવવાના મનોરથો તેમના સંસ્કારી મગજ પર દોડવા લાગ્યા. જો કે પોતાના આ વિચારોને તેઓ તાત્કાલીક અમલમાં મુકી શક્યા નહિં. તો પણ તેમના તે વિચારોને કદી પણ પોતાના હ્રદયમાંથી દુર કરી શક્યા નહી. ગુજરાતની જ્ઞાતી સાથે ધર્મ અને આચાર વિચારથી સંમીલીત થવાના વિચારોજ રાતદિવસ તેમની નજર આગળ રમી રહયા હતા. વારંવાર આવા વિચારોથી મન હંમેશાં વ્યાકુળ રહયા કરતું.

**ચાત ચકવા ચતુર નર નિત નિત ફરત ઉદસ,**

તદનુસાર ધર્મ અને જ્ઞાતિના ઉધ્ધાર માટે જન્મ ધારણ કરનાર આત્માને પોતાનું કાર્ય પૂર્ણ કર્યા સિવાય શાંતિ ક્યાંથી

મળે ? કારણ કે ઘણા લાંબા સમયથી વિચારમંથનોને લીધે જે મન વીહ્વળ બનેલું હોય તેને કાર્યપૂર્ણતા વીના શાંતી મળે શી રીતે ? તે સમયે એક કચ્છી ભાટિયા ગૃહસ્થનું મુંબઈમાં વડગાદી ઉપર મકાન બાંધવાનું કામ ચાલતું હતું, કામકાજને અંગે સ્વર્ગસ્થ મકાન માલીકને મળવા ગયા, ત્યાં પ્રસંગોપાત વાતચીત થતાં પીરાણા સતપંથ ધર્મની વાત નીકળી, ત્યારે પેલા ભાટીયા ગૃહસ્થ બોલી ઉઠયા કે :– "હી કચ્છજા કુણબી ભારી ભોચ્છા આય, મરે તડે દટજે અને પેણે તડે ધોવા પડેંતા." આ માર્મીક શબ્દોથી તેમનો અંતર આત્મા કકળી ઉઠયો. એટલે તરતજ મનોમન નીશ્ચય કર્યો કે હવે જેમ બને તેમ જલ્દી પ્રાયશ્ચિત કરીને આ–પાપી અર્ધદગ્ધ પીરાણા સતપંથની જાળથી મુકત થવું. આવી રીતે પોતાની અર્ધદગ્ધ સ્થીતી તરફ પુષ્કળ તિરસ્કાર આવવા લાગ્યો. તેની સાથોસાથ એવી જાતના તર્ક વીતર્ક પણ થવા લાગ્યા કે અમોને ઉપવીત કોણ અને શી રીતે આપે ?

આપણા સમાજની

મનનો નિશ્ચય

## પૂજ્ય રામેશ્વર મહારાજનો મેળાપ.

પરંતુ વીધાતાએ આ નીઃસ્વાર્થી જ્ઞાતીસેવકના શુભ કાર્યનો માર્ગ પણ નક્કી કરી રાખ્યો હતો. હાણાબંદરમાં ગોપાલજી મીસ્ત્રીના માળામાં રહેતા રાજકોટ નજીક ઢોલરા નીવાસી મહાનુભાવ, જ્યોતીષી, ધર્મધુરંધર, શાસ્ત્રવીશારદ, નીઃસ્વાર્થ ઉપકારક શ્રીયુત્ કૈઃ રામેશ્વર મુરારજીની સાથે એમનો મેળાપ થયો. તેમણે સનાતન ધર્મનો ઉપદેશ કરવા માંડયો.

અને સ્વર્ગસ્થ નારાયણજીભાઇના મનના વોચ્ચારો જાણીને પ્રતી દીવસ પ્રોત્સાહન આપવા માંડયું. ધીમે ધીમે પરીચય વધતાં શ્રી. રામેશ્વર મહારાજે નારાયણજીભાઈની સનાતન ધર્મ પ્રત્યેની લાગણી અને ઉત્કંઠા જોઈ તેમને કોઇ ધર્માચાર્યની આજ્ઞા લઈ દેહશુધ્ધી પ્રાયશ્ચીત કરાવરાવી પછી ઉપવીત ધારણ કરાવવાની ખાત્રી આપી સંતોષ્યા.

પુજ્ય મહારાજ શ્રી. રામેશ્વરજી ખુબ વીદ્વાન હતા તેની સાથે સાંસારીક અને સામાજીક બાબતોના પાકા નીષ્ણાત હતા તેમની દીર્ઘદ્રષ્ટીમાં પહેલેથીજ એમ સમજાયું હતું કે આ કચ્છનો પાટીદાર કોમમાં જ્યાં સુધી સ્ત્રી મત કેળવાય નહી અને પુરૂષોને સ્ત્રીઓનો પૂર્ણ સાથ મલે નહી ત્યાં સુધી જ્ઞાતી સુધારાનું કોઇ શુભ કાર્ય સીધ્ધ થવાનું નથી. માટે તેમણે ધર્મ ઉપદેશની સાથોસાથ સ્ત્રીઓમાં પણ એવો અસરકારક ઉપદેશ કરવો શરૂ કર્યો, પુરૂષો પ્રત્યે તેમનો ધર્મ શું તે સમજાવ્યું અને સંસારમાં પુરૂષ અને પ્રકૃતી બંને, મળી પોતાની સંસાર ચલાવવાની ફરજ–ધર્મયુકત રહીને પોત પોતાનો ધર્મ–અદા કરવાની પુર્ણ જીજ્ઞાસા જાગ્રત કરી. બને પતી અને પત્નીને પોતાની જન્મદાત્રી જ્ઞાતી પ્રત્યેનો ફરજનું પૂર્ણ ભાન કરાવ્યું. અને ભવીષ્યમાં ધાર્મીક ક્રાન્તીના કાર્યમાં અંધશ્રધ્ધાળુ રૂઢીચુસ્ત, અજ્ઞાન, જડ બુધ્ધીવાળાઓમાં ખાસ કરીને પુરૂષો કરતાં સ્ત્રી વર્ગમાં ધાર્મીક મત કેળવવાના માટે

૨

"વહુ દીકરા ! તમારો ખ સ જરૂર પડવાનો છે. માટે તમારે ખાસ તમારા પતીની શુભ ઇચ્છાનુસાર પતીવૃતા રહીને પતીના દુઃખે દુઃખ અને પતીના સુખે સુખ, માની હમેશાં પ્રસન્ન રહેવું એ શોભાય સ્ત્રીઓ માટે આ દુનીયામાં શુભકાર્ય બીજું કોઇ નથી, એટલે તમારા પતીએ ઉપાડેલા સ્વજ્ઞાતી સેવાના શુભકાર્યમાં સાથ આપી તમે તમારો ધર્મ અદા કરો. એવા મારા ખરા અંતઃકરણના શુભ આશીર્વાદ છે, એટલુંજ નહી પણ સમય અનુસાર કાર્યેષુ મંત્રી એ ન્યાય પ્રમાણે પુરૂષોને વીશેષ ઉત્તમ સલાહ આપી મંત્રી તરીકેનું કાર્ય બજાવવું. અર્થાત જેમ રતીએ પોતાના પતી પ્રદ્યુમ્નને આસુરી માયાનો નાશ કરનારી વીદ્યા બતાવી હતી તેમ પોતાના પતીને શુભ કાર્યમાં– પોતાની ચાતુર્યતાથી બુધ્ધિપુર્વક–સામાજીક ધાર્મીક અને નૈતીક–બધા કાર્યોમાં સહાયક થવું જોઇએ

દરેક સ્ત્રીઓ જ્ઞાતી સુધારણાના કાર્ય યજ્ઞમાં યોગ્ય કર્તવ્યનીષ્ટા વાળી હોય તો કેવળ પોતાનાજ ઘરનું નહીં પણ સમગ્ર જ્ઞાતીનું શ્રેય કરી શકે છે માટે આ ધ્યેયને દ્રષ્ટી સમક્ષ રાખીને તમો તમારી ફરજ અદા કરો."

## મહાત્માશ્રીની મુલાકાતે.

આમ કેટલાક સમય સુધી સ્વર્ગસ્થ નારાયણજીભાઇ આ ધર્મ ઉપદેશકના સમાગમમાં રહીને હૃદયમાં રહેલી ત્રુટીઓ સુધારી પૂર્ણ ધર્મ અધીકારી બન્યા, પછી બંને જણ

Bilkha near Junagadh

સંગાથે કાઠીયાવાડમાં શ્રી બીલખાનીવાસી બ્રહ્મનીષ્ટ મહાત્મા શ્રી. નથુરામ શર્માની પાસે ગયા. અને તેમને અથથી ઇતી સર્વ હકીકતથી વાકેફ કર્યા.

હકીકત જાણ્યા બાદ, મહાત્માશ્રીએ ધામીર્ક ગ્રંથો જેવાં કે, મનુ, યાજ્ઞવાલક્ય, પારાશરાદી સ્મૃતીઓ અને ધર્મ-સીંધુ વગેરે ગ્રંથોનું અવલોકન કરીને, "તમો ઉપવીત ધારણ કરવાને અધીકારી છો." તેવું જણાવ્યું અને કહ્યું કે, કોઇ પવિત્ર યાત્રાના સ્થળે જઇ પહેલાં દેહશુદ્ધી પ્રાયશ્ચીત કરાવ્યા પછી યજ્ઞોપવીત ધારણ કરવામાં કોઇ જાતનો બાધ આવશે નહી. એવો મહાત્માશ્રીજીનો અભીપ્રાય જાણીને નારાયણજી-ભાઇને મનમાં ઘણોજ આનંદ થયો, પણ સાથે તેટલોજ શોક થયો. કારણ કે, કચ્છની કણબી જ્ઞાતોના આગેવાનોના જુલ્મ અને ત્રાસની સામે કોઇ ભાઇ આવું સાહસ કર્મ કરવાને તૈયાર થશે નહી, એવો વિચાર આવતાં એમને દુઃખ થયું. એકલા હાથે આવું મોટું સાહસ ખેડવા કરતાં પાંચ સાત ભાઇઓ સાથે મળીને શરૂઆત કરીએ તો એકમેકની સહાય મળે. આ મુજબ વીચાર કરી સ્વ. નારાયણજીભાઇ તથા મહારાજશ્રી રામેશ્વરજી બન્ને જણ શ્રી બીલખાથી નીકળી મુંબઇ આવ્યા.

## મુશ્કેલીઓ.

મુંબઇમાં પોતાના સર્વ સંઘાથી ભાઇઓને એકઠા કર્યા, અને મહાત્મા શ્રી નથુરામજીની અનુંજ્ઞા તથા પોતાનો

સંકલ્પ સમજાવ્યો. એટલે તેમના લાગતા વળગતા સર્વ ભાઈઓમાં ઉત્સાહનું વાતાવરણ જામ્યું, અને આ શુભકાર્ય જેમ બને તેમ જલ્દી કરવાનો નિશ્ચય કરી, સર્વ ભાઈઓ પોતપોતાના ધંધે લાગ્યા; પણ સ્વર્ગસ્થ નારાયણજીભાઈના મનમાં અનેક પ્રકારના તર્ક વિતર્ક થવા લાગ્યા, કારણ કે આ સર્વ ભાઈઓની સરદારી લઈને જ્ઞાતિની સામે બહાર પડવામાં કેટલું જોખમ સમાયેલું છે, તે તેઓ જાણતા હતા પણ પ્રભુ કૃપાએ તેમને અનુમોદન આપનારા તેમના કેટલાક મિત્રો ભેગા મળીને વાટાઘાટો કરવા લાગ્યા, અને એકમેકના વિચારોનું સમર્થન મળવા લાગ્યું, તેથી નારાયણજીભાઈના મનમાં સહેજ સંતોષ થયો પણ તેજ સમયે દેશમાં જ્ઞાતિની અંદર પ્રવૃત્તિ રહેલા પીરાણા સતપંથ ધર્મના સંસ્થાપક સયદ ઈમામશાહની ચલાવેલી નીચ યુક્તિઓનો ચિતાર, દ્રષ્ટિ સમિપ રમી રહ્યો. ગુજરાતને નંદનવન સમાન બનાવવાનું ગૌરવ પ્રાપ્ત કરનાર પૂર્વજોનાં વીર સંતાનો કર્મસંયોગે અર્ધદગ્ધ પીરાણા સતપંથ ધર્મના રાહે ચઢી જવાથી, પોતાના ભાઈઓથી વિખુટા પડી ગુજરાત દેશ છોડી કચ્છમાં ભાગતા આવ્યા હતા, કારણ કે, એક વાતને પકડયા પછી તેને નહિ છોડવાનો ટેકીલો સ્વભાવ ! અને એજ તેમના દુઃખનું કારણરૂપ થઈ પડયો.

ગુજરાત છોડીને કચ્છ જવાના

એક વાતને ધર્મ તરીકે સ્વીકારી તો પછી તેને છોડાયજ કેમ ? એવી માન્યતા રૂઢીચુસ્ત વડીલોની રગેરગમાં ફેલાઈ

રહેલી હતી. ભાવનાના પ્રતાપે સ્વાર્થી લોકોની યુક્તિઓમાં શંકા લાવવાનું તેમને સમજાયલું નહિ, તેમનું એ અજ્ઞાન અથવા અંધશ્રદ્ધા અને ઝાલ્યું નહિ છોડવાની ટેવ, ભવિષ્યની પ્રજાને માટે મોટા દુર્ભાગ્યની વાત થઇ પડી. પીરાણા સતપંથ સાચો રાહ છે એવી માન્યતાએ ગુજરાતની પ્રિયભૂમિ અને કુટુંબ સુધ્ધાંનો ત્યાગ કરાવ્યો હતો. જ્ઞાતિ ભાઇઓથી વિખુટા પાડી; કચ્છ દેશ જેવા ઉજ્જડ અને વેરાન સ્થળે ઘસડી જવામાં યુક્તિબાજ પીરાણા સતપંથના સંચાલકો ફાવ્યા હતા. વિશ્વાસુ અને ભોળા ભાઇઓને મુસલમાની રાહ ઉપર ચઢાવી અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ કરી પોતાનું પેટ ભરવાનો ધંધો લઇ બેઠેલા પીરાણા સતપંથના સ્વાર્થી સૈયદોએ વટલાવી મુસલમાન કરવાની અને **દશોંદ વિશોંદના** લાગાને નામે લુંટવાની ઉત્તમ પ્રકારની સગવડ કચ્છમાં પ્રાપ્ત કરી લીધી. સૈયદો અને તેના એજન્ટ કાકાઓનું કણબી જ્ઞાતિ ઉપર સામ્રાજ્ય શરૂ થયું. હિન્દુ ધર્મ–કર્મથી વંચિત કરવા પીર ઇમામ શાહના વખતમાં રહેલી ( ત્રુટીઓ ) ખામીઓને સુધારી પુરા પાયમાલ કરવાની યુક્તિ કરી. સંવત ૧૮૩૨ની સાલમાં પીરાણા સતપંથના સૈયદોથી વટલીને મુજાવર બનેલા પ્રાઘજી કાકાએ તથા સૈયદ વલીમીયાંએ બન્ને જણાએ ભલા, ભોળા અને અજ્ઞાન અંધશ્રદ્ધાળુ ભાઇઓને ભરમાવી હિન્દુ ધર્મ–કર્મથી રહિત બનાવવાનો નવો કિમિયો યાને મુસલમાની ધર્મનો ઘંટ ગળે ભેરવ્યો. નવી યુક્તિથી મજબુત

આપણા સમાજની દુર્ગતિ થવા પાછળ કારણો

આપણે કેમ બેવકૂફ બનાવ્યા. Pragji Kaka and Saiyed Vali Miyan

પકડમાં લઇને અન્ય ભાઇબંધ હિન્દુ કોમથી સદાને માટે વિખુટા પાડવાની નીચ ચાલાકી ચલાવી. પીરાણા સતપંથના નામે હિન્દુ ધર્મ–કર્મને ભુંસી નાખનારો એક ઠરાવ કરીને કણબી જ્ઞાતિના બ્રાહ્મણ, ગોર તથા વહીવંચા બારોટને પણ રજા અપાવી. પોતાના નક્કી કરેલા ધ્યેય તરફ જલ્દી પહોંચવાનો રસ્તો સરળ બનાવ્યો હતો.

## પરધર્મીઓની પકડનાં કારણોની શોધખોળ.

સૈયદોના હાથથી વટલી મુમના મુજાવર પણાના એ મહત્વાકાંક્ષી, પ્રપંચનો ભંડાર, સાક્ષાત પાખંડની પ્રતિમા સમા, હિન્દુ ધર્મદ્રોહી અને પીરાણાના સૈયદોના ગુલામ બનેલા એ મુજાવર પ્રાગજી કાકાએ ધર્મગુરૂનો ડોળ ઘાલી કચ્છમાં આવીને કણબી જ્ઞાતિને હિન્દુપણામાંથી વટલાવવાના કામમાં સાથ આપીને હિન્દુ જાતિનો ભયંકર દ્રોહ કર્યો. અને પોતાના જાત ભાઇઓને છડેચોક વટલાવી તેમને હિન્દુ ધર્મ કર્મથી રહિત બનાવી, મુસલમાન બનાવવાની મહાન જાળ બીછાવી. ભોળા અને ભાવિક જનોને ફસાવવા એક ઠરાવ કર્યો.

એ ઠરાવ નીચે પ્રમાણે છે

Typing Mistate: Its Samvat 1832 (instead on 1932). See Page 17

19 Jan 1776

"સંવત ૧૯૩૨ ના પોષ વદ ૧૩ ના દીને ગામ શ્રી નખત્રાણા મધે જ્ઞાતિપંચ ભેળા થઇ બારોટ ગવરીદાસ સામદાસ તથા ગોર જાની દયાશંકર ભગવાનજીને રજા દીધી છે. આજ દિવસ પછીથી બારોટ પાસે વહીવંચો લખાવવો નહિ,

તેમ બારોટને કાંઇ પણ આપવું નહિ, તેમજ દયાશંકર ભગવાનજીના વંશજ, કોઇ પણ બ્રાહ્મણ પાસે ચોરી તથા લગ્ન પ્રસંગે કંઇ પણ કર્મ કરાવવું નહિ, ને કોઇ ભાટ તથા બ્રાહ્મણને માનશે, તે ગુન્હેગાર ઠરશે. બાવા ઇમામશાહના ધર્મને માનનારા આપણા કણબી ભાઇઓ, જેણે સં. ૧૫૯૨ના કારતક સુદ ૨ શુકવારે બાવાનો ધર્મ અંગિકાર કરેલ છે, તે ભાઇઓએ આજ દિવસ સુધી વહીવંચો લખાવ્યો છે, અને બ્રાહ્મણ પાસે સુતક કર્મ, મરણની ક્રિયા તથા લગ્નની ક્રિયા કરાવી છે. પણ હવેથી આપણા ગુરૂ ઇમામશાના ધર્મનો ખરો રસ્તો—બાવા ઇમામશાના વંશના સૈયદો તથા હાલ જે પીરાણાની ગાદી ઉપર ટીલાયત કાકા પ્રાગજીના હુકમથી, અને ધર્મને સમજીને, બ્રાહ્મણ તથા ભાટને નહિ માનવા—નીચે મુજબ ગામના પટેલીઆઓના પંચે ભેગા થઇ ઠરાવ કર્યો છે, તે આપણી આખી નાતને કબુલ મંજુર છે.

08-Nov-

(૧) ગામ નેત્રાના પટેલ લખમણ સુત, નારણ નાકરાણી, પટેલ નારાણ અબજીઆણી તથા સામા ભાવાણી.

(૨) ગામ વિરાણીના પા માંડણ તથા રૈયા નાકરાણી, પટેલ પાંચા પાંચાણી, લાધા દીવાણી તથા માના બાથાણી.

(૩) ગામ શ્રી વિથોણના પા. દેવજી, ભગત કાનજી, ગણેશ, સેંઘાણીવાળા નાથાણી તથા વસરામ સુરાણી.

(૪) ગામશ્રી નખત્રાણાના પા. ભોજા માનાણી, પા. સુરા, પા. નાંયા સેંઘા, ગોરાવાલા દેવરાજ તથા કમા સુરાણી.

(૫) ગામશ્રી મથલના પા. હરભમ પોકારા, મેઘા નાનાજી-આણી તથા રતના ચોધરી
(૬) ગામશ્રી ગડાણીના પા. કેશરા વીરજી તથા પેથા પોકાર
(૭) ગામશ્રી ખોંભડીના પા. પાંચા તથા અબજી પોકાર.
(૮) ગામશ્રી અંગીઆના પા. અબજી, મેઘા, માના તથા કાનજી પારસીયા.
(૯) ગામશ્રી ડઝાપુરના પા. મનજી સોમજાણી, પા. સુરા, મુખી જીવા તથા ભીમા રઇઆણી.
(૧૦) ગામ દશંડીના પા. ડુંગર, ગોપાલ, લખમણ, કરશન પોકાર, દેવજી સેંઘાણી, ખેતા પુજાણી તથા હરભમ.
(૧૧) ગામશ્રી સરવાના પા. કેશરા તથા કરશન હરજી પબાણી
(૧૨) ગામશ્રી કરબોઇના પા. દેવશી તથા મુળા.
(૧૩) ગામશ્રી મંગવાણાના પા. ગોરા ચોપડા તથા કચરા.
(૧૪) ગામશ્રી ભડલીના પા. ગોવા ઠાકરાણી તથા માંડણ ભોજાણી.
(૧૫) ગામશ્રી માનકુવાના પા. કરમશી, સુત ભીમજી, ધનજી, રામજી તથા કરશન.

નાત સમસ્ત મલી ખાનામાં (ઇમામશાહની ગાદી પૂજવાનું પીરાણા ધર્મનું સ્થાનક) ગામ નખત્રાણામાં બાવાના પાટ આગળ, ધુપ દીવો કરી ઇમામશાના ધર્મના માટે નક્કી કરી, ગોર દયાશંકર ભગવાનજી તથા ગવરીદાસ સામદાસને રજા દીધી છે. આખી નાતે મળીને કહ્યું કે "સંવત ૧૫૯૨ ના કારતક

સુદ ૨ ને શુક્રવારના દિવસથી ધર્મ ઇમામશાનો લીધો છે, તે આજ દિન સુધી ગોર તથા ભાટની પાસે પોતાનો વહીવંચો તથા ક્રિયા કરાવી, પણ હવેથી નહિ. તે સવત ૧૮૩૨ ના પોષ વદ ૧૩ ને દિને રજા દીધી છે, તે માટે આજ દિન પછી બ્રાહ્મણ કે ભાટ આવે તો ઉભા રહેવાની આંટ આપવી નહિ. આજ દિવસ પછી ગોર તથા ભાટને માનશે તો તે નાતનો ગુન્હેગાર ઠરશે, બાવા ઈમામશાના ધર્મથી નાત બહાર ઠરશે. અને નાત બહાર રહેવું પડશે. તે ગામશ્રી નખત્રાણાના ખાનામાં બાવાના પાટ આગળ ધુપ કરીને આખી નાત મળીને લખત કીધું છે. અને કાકા પ્રાગજી તથા બાવા ઈમામશાના વંશના સૈયદ વલીમીયાંની રૂબરૂ પ્રતિજ્ઞા કરી છે, તે આખી નાતને વંશપરંપરા કબુલ મંજુર છે. આ લખતનો મસુદો, ગામ વિરાણીના કણબી માંડણ અખીઆણી તથા વીરજી ચેલાણી તથા નાત સમસ્તે મલી પહોર દિવસ ચઢે કર્યો છે."

ગુજરાત દેશ છોડીને કણબીઓને કચ્છ દેશમાં આવ્યાને લગભગ બસોથી અઢીસો વર્ષ થવા આવ્યાં હતાં, ત્યાર પહેલાં તેઓએ ઇમામશાનો પીરાણા સતપંથ ધર્મ સ્વીકાર્યો હોવા છતાં તેઓ મોટે ભાગે પોતાના હિન્દુપણાને ચુસ્ત રીતે જાળવી રહયા હતા. તે વાત આ બંને ઠગ સ્વાર્થસાધુઓને ઠીક ન લાગવાથી અને પોતાના રસ્તા વચ્ચે આડખીલી રૂપ જણાતાં બ્રાહ્મણો તથા ભાટને દુર કરાવી, ધર્મ ઉપદેશ કરવાનું કામ સૈયદોએ પોતે હાથમાં લીધું. ત્યારથી કચ્છમાં કણબી

૩

જ્ઞાતિની ધાર્મિક અધોગતિના ગણેશ મંડાયા. સૈયદોનો ઉપદેશ શરૂ થયો એટલે દિનપ્રતિદિન હિન્દુ ધર્મ-કર્મને દેશવટો મળતો રહ્યો, તે છેક આચાર, વિચાર અને વાણી વર્તનમાં અર્ધદગ્ધ ખીચડીઆ કબ્રસ્તાની પીરાણા સતપંથના કલમા અને દોવાઓનો ઉપયોગ થવા લાગ્યો. અને લગ્ન, મરણ તથા બીજી બધી ક્રિયાઓ પણ પીરાણા સતપંથના મત પ્રમાણે તેના મુખીઓના હાથે ખાનાઓમાં કરાવવા માંડયા.

Cremation was stopped and Burial (as per Islam) was started

સતપંથ ધર્મની દોવાઓ તથા કલમાઓ પડાવીને લગ્નો થવા માંડયાં. અને મૃત્યુ દેહને પણ એજ પંથના કલમાઓ તથા દોવાઓ પડીને દફનાવવાનું શરૂ કરાવ્યું, એટલુંજ નહિ પણ કણબી જ્ઞાતિનું, નાત, જાત કે ધર્મનું કશું ઠેકાણું ન રહે એટલા માટે બ્રાહ્મણ, ગોર અને વહીવંચાવાળા ભાટને પણ કાઢી નંખાવ્યા. ઉપર પ્રમાણેનો પાકો ઠરાવ કરાવી પંદર ગામના આગેવાનોની સહીઓ કરાવી, ખાનામાં ઇમામશા બાવાના પાટ આગળ પ્રતિજ્ઞાઓ લેવરાવીને કચ્છની કડવા પાટીદાર જ્ઞાતિને કબ્રસ્તાની રાહને રસ્તે ચડાવી દીધી. પણ ગામશ્રી નેત્રાના કેશરા મુખી તથા તેના સોબતી ચાર જણાને આ વાતનું કંઈક ભાન થયું. પ્રાગજી કાકાએ કરાવેલા ઠરાવ પ્રમાણે વર્તવાથી ભવિષ્યમાં જ્ઞાતિની ગંભીર સ્થિતિ ઉભી થશે. ચોરી ને ચેહ જેવા હિન્દુપણાના મુખ્ય સંસ્કારો બંધ થાય બ્રાહ્મણોનું ગોરપણું જાય, અને તેના બદલામાં સૈયદોને ગુરૂ કરાય તો જ્ઞાતિને ભવિષ્યમાં મુસલમાનજ થવું પડે,

Marriage was performed as per Nikah ritual. Hindu style of marriage was stopped.

પહેલો વિરોધ, કેશરા મુખી તરફથી

First revolt against Pirana Satpanth Dharm

એવા વિચારોથી પોતે તેમજ તેમના સોબતી ભાઈઓએ એજ વખતે પ્રાગજી કાકા તથા વલીમીંયા સૈયદની સલાહથી જ્ઞાતિએ કરેલા ઠરાવ પ્રમાણે પોતે વર્તવા બંધાતા નથી એમ જ્ઞાતિના આગેવાનોને જણાવી દીધું. અને પોતે તેજ દિવસથી પીરાણા સતપંથ ધર્મનો ત્યાગ કરી સ્વામીનારાયણ સંપ્રદાયના શિષ્ય થયા.

આ બનાવથી કચ્છી સતપંથી કણબીઓને પીરાણા સતપંથ ધર્મ રસાતળ જતો લાગ્યો, તેથી તેઓએ એકઠા થઈ આ ચારે ભાઈઓનો સર્વાંશે બહિષ્કાર કર્યો. એટલુંજ નહિ પણ તે વખતના અજ્ઞાન દશામાં પરધર્મી સૈયદો અને દલાલના ખોટા બોધને વળગી રહેલા-કણબીઓએ પોતાનો વાડો કુદાવી બહાર પડનારા કેશરા ભગત અને તેના સોબતીઓના ઉપર અનેક પ્રકારના અત્યાચારો પણ ગુજાર્યા. પરંતુ એ ધર્મપ્રેમીઓએ બધા અત્યાચારો શાંતિથી સહન કર્યા. પોતાના ધ્યેયને ચુસ્ત પણે વળગી રહયા. ધીમે ધીમે પોતાના શુભ ઉદ્દેશોનો પ્રચાર ચાલુ રાખ્યો. પરંતુ પીરાણા સતપંથના સૈયદો અને તેમના એજન્ટ કાકાઓને આ હકીકતની જાણ થઈ એટલે તેઓએ સતપંથી કણબી આગેવાનોને સખત તાકીદ આપી કે "હવે પછી બીજા કોઇ સતપંથીઓ એ પ્રમાણે ન કરે તેની ખાસ સંભાળ રાખવી."

આથી જ્ઞાતિના કહેવાતા આગેવાનોએ પોતાના ભોળા, અને ધર્માંધ જાતિ ભાઈઓની ઉપર ખુબ સકંજો રાખ્યો કે

કડવા પાટીદારના નામને તિલાંજલિ આપીને મમના

તેઓમાંથી કોઈ પણ છટકી ન શકે. આવા સખ્ત પ્રતિબંધોનું એ પરિણામ આવ્યું કે ગુજરાતથી દેશવટે આવેલા આ કણબી વિભાગે કડવા પાટિદાર નામને પણ તિલાંજલી આપીને મુમના કહેવરાવવાની શરૂઆત કરી દીધી. આ દુઃખદાયક વસ્તુસ્થિતિએ ધીરેધીરે એવું ગંભીર સ્વરૂપ ધારણ કર્યું કે જ્ઞાતિમાં પટેલાઈ કે ગેઢેરાપણું કરનારાઓનો શબ્દ એજ કાયદો, તેમનો હુકમ એનુંજ નામ ન્યાય, એમના સામે કોઈ ભાઈ દલીલ કરે તેનું નામ મોટો ગુન્હો અને તે ગુન્હાની સજા એકલા દલીલ કરનારનેજ ન થાય પરંતુ તેના આખા કુટુંબ પરિવારને થાય. એવી રીતે પીરાણા સતપંથ ધર્મને ટકાવી રાખવા અને અજ્ઞાન, અંધશ્રદ્ધાળુ ભાઈઓને ધર્મના નામે ધુતિ ખાવા, આનાના મુખીઓ અને સ્વાર્થી ગેઢેરાઓ આજે પણ શું નથી કરતા? જ્ઞાતિમાં પેસી ગયેલા ભ્રષ્ટ રીતરીવાજોનો ત્યાગ કરી તેને હિન્દુ પણામાંથી ચલિત થતી અટકાવવાના પ્રયત્નો જ્ઞાતિના જે સમજુ સુધારક યુવાન ભાઈઓ આદરી રહ્યા છે તેમને ધાક ધમકીઓથી ડરાવી પાછા પાડવાનું સામર્થ્ય આજે આવી વીસમી સદીના સુધારાના જમાનામાં પણ ધરાવી રહ્યા છે.

અત્યારે પાંચ પચાસ ભાઈઓનું જુથ કરી પોતાને સુધારક તરીકે ખપાવવાનો ફાંકો રાખનારા કેટલાક જ્ઞાતિ સેવકો(?) યુવાન ભાઈઓના ઉત્સાહને નરમ પાડી શકે છે, પરંતુ તેવા સુધારક ભાઈઓને મુમનાપણાના ઇલકાબ છોડી અલગ થવામાં

કેટલાંય ગલ્લાં તલ્લાં કરવાં પડે છે. આગેવાનોની સત્તાઓનો ભય કરાંચી, કલકત્તા, મુંબઇ, ઘાટકોપર અને દુર પરદેશમાં પોતાને જ્ઞાતિ સુધારક તરિકે ઓળખાવનારા ઉપર પહોંચી શકે છે, ત્યારે દેશમાં બેઠેલા અજ્ઞાન અને ભોળા જ્ઞાતિ ભાઇઓ ઉપર કેટલો ત્રાસ વર્તાવવામાં આવતો હશે તેનો વિચાર અત્રે આપવો અસ્થાને છે. તેનો તો અનુભવ થએજ ખબર પડે.

પરદેશમાં વસ્તા કચ્છના કેટલાક પાટિદાર ભાઇઓ કે જેઓ પોતાને જ્ઞાતિ સુધારક તરીકે ઓળખાવે છે તેવા ભાઇ-ઓને પણ દેશમાં આવે ત્યારે પીરાણા સતપંથના ખાનામાં જઈ મુખી પાસે પોતાનું શીર ઝુકાવવું પડે છે, અને એજ વખતે મુમનાપણાની છાપ ફરીથી મરાવવી પડે છે. ત્યાર પછીજ માતા–પિતા કે પોતાની સ્ત્રી બાળબચ્ચા સાથે વહેવાર કરવાની છુટ મળે છે. કડવા પાટીદાર ક્ષત્રિય જ્ઞાતિના વીર પુરૂષોના વારસદાર, પરદેશ વેઠી માતા, પિતા, પુત્ર–પરિવાર અને જનની જન્મભુમિના દર્શનાર્થે દેશમાં પધારેલા એ કુળદીપક ભાઇઓ–ખાનામાં જઇને છાંટ નંખાવી આવે નહિં ત્યાંસુધી તેમના માટે પોતાના ઘરમાં પણ ખાવા પીવા સુધ્ધાંની મનાઇ! આ રીતે આ ખાનાંઓ એટલે કડવા પાટિદાર જેવી ઉત્તમ કોમના સંતાનોનું ગારવ નષ્ટ ભ્રષ્ટ કરી તેમને હિન્દુપણામાંથી ભ્રષ્ટ કરવાની પ્રયોગશાળાઓ જેવાં નથી લાગતા? ઘણી ઘણી ઉચ્ચ હિન્દુ કોમોના સંસર્ગમાંથી તાજોજ આવેલો એ ભાઇ ખાનામાં પેઠો કે તરતજ પીરાણા સતપંથના સૈયદોના

પરદેશથી ઘરે પાછા આવે તો સીધા ખાનામાં જવું પડતું.

ઈજારદાર મુખીના ચરણમાં ગાડરની (ઘેટાં) માફક શીર ઝુકાવવું પડે છે. પછી ખાનાનો મુખી પીરાણા સંતપંથની છાંટ નાખવાની દોવા પડીને તેને પવિત્ર (!) કરે છે. અહિં સ્વભાવિક એ પ્રશ્ન થાય છે, કે એ દોવા શું છે ? વાંચકોની જાણ માટે એ દોવા અમો અહિં રજુ કરીએ છીએ કે એ દોવા કેવું ધતિંગ છે. તેની ખબર પડે.

## છાંટ નાખવાની દોવા

ફરમાનજી બિસ્સમિલ્લાહ હર રહેમાન નર રહિમ સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશા આદ વિશ્નવ નરંજન નર અલી મહમદશા નબી નુર તમારી દોવા.

સતપંથ માટે અથર્વ વેદ એટલે કરાન

અથરવેદી કાયમ પાયા પીરશાહ નુરી અમર કાયા અવ્વલ આખર દેદાર આપો ઈમાન સલામત રાખો સમત સબુરી આપો કરોડ કરોડ ગુન્હા કાપો એળે તે છુટે ડરે તે તરે નુર નકલંકી પીરશાહનું જે રખેશર પીએ તે જીવને બાર કરોડીની સોબત મળે સતગોર ઈંદ્ર ઈમામશા નરઅલી મહમદશા હક્કલ્લાહ ઈલ્લાહ ઈલ્લાહો મહમદુર-રસુલીલ્લાહે (દોવા પુરી.)

ડરે તે તરે: આપણે માનસિક રીતે કમજોર બનાવાના

ઉપર પ્રમાણેની છાંટ નાંખવાની દોવા પડીજે કંઈ ધર્મ-કર્મ પરદેશમાંથી શીખી લાવ્યો હોય તેને છાંટી નાંખવાનો પ્રયોગ શરૂ કરે છે. પીરાણા સતપંથની કહેવાતી નુરની અથવા

પાવળ

અમીની ગોળીને ખાનાનો મુખી એક વાટકીમાં પાણી નાંખી પોતાની પાસે પલાળી રાખે છે. છાંટ નંખાવવા આવનાર ભાઇ પોતે હિન્દુ હોવાનું ગમે તેટલું અભિમાન ધરાવતો હોય છતાં પણ તેને ખાનામાં મુખી આગળ માથુ નમાવ્યેજ છુટકો. ન કઇ બોલી શકે કે ન કાંઇ કરી શકે. એ ધર્મના જુદા જુદા કલમાઓ અને દોત્રાઓ પડીને સતપંથનો ઇજારદાર મુખી ખાત્રી કરતો જાય અને જોતો જાય કે પોતાની દેખરેખ નીચેથી છટકીને બહાર પરદેશમાં ભટકી આવેલા એ ભાઇ બરોબર સતપંથી રહયો છે કે નહિં ? તેની પરીક્ષા કરવા મુખી દોવા તથા કલમાઓ પડીને કહે કે "હૂ જંદા" એટલે તેના જવાબમાં પહેલા છાંટ નંખાવવા આવેલા ભાઇ કહે 'પીરશાહા' અને પછી મુખીએ જે ભૃષ્ટાચાર વાળો અમીની (નુરની) ગોળીનું પાણી વાટકીમાં તૈયાર રાખેલ હોય તે ટપ દઇને પેલા જ્ઞાતિ સુધારક ભાઈ પી જાય એટલે પત્યું. છાંટ નંખાઈ ગઈ.

કોઈ ભાઇ સતપંથી છે કે નહિ તેની ચકાસ થાય.

અમુક તમુક ભાઈ તરીકે પરદેશમાં પ્રસિદ્ધ થયલા એ ભાઈને માતા પિતા સ્ત્રી કુટુંબ–પરિવાર આદિ સાથે ભળવાનું સર્ટિફિકેટ મળી ચુકયું. પૂર્વના ક્ષાત્ર કુળદિપક વીર પુરૂષોના આ કુળ ભુષણ સંતાનોએ ઘણા કાળ સુધી અજ્ઞાન અને ભોળવણને લઇને ખાનાના મુખીઓ પાસે શિર ઝુકાવી મુમનાપણાની છાપ નીભાવી રાખી છુપી છુપી છાંટો નંખાવી વડીલોના ધર્મ કર્મ અને કીર્તીને ધોઇ

નાખી વહાલાનાં વિયોગો સહન કરી પરદેશના ખારાં પાણી જંગી મહામુશ્કેલીઓએ પ્રાપ્ત કરેલા પૈસા દશાશ વિશાશના લાગાઓના નામે કમાણીમાંથી દશમો કે વિશમો ભોગ આપવાનો.

આંખો મીંચી અંધશ્રદ્ધાથી દીધે રાખ્યા એટલે મહાન ધુર્ત બાજ પાખંડીઓની પ્રયોગશાળાઓ ખીલતી ગઈ છે. એજ પૈસાથી અજ્ઞાન અને નિર્દોષ કણબી ભાઈઓને વટલાવી (શિષ્યો) બનાવવાનું ચાલુ રાખી શકયા છે ઘણીજ દીલગીરી અને અફસોસની સાથે કહેવું પડે છે કે કેટલોક કાળ આમ ચાલ્યા પછી વટલીને મુરીદ થયેલા ભાઈઓનાથી કેટલાક ખટપટી પેટભરા, અને સ્વાર્થી આગેવાનોને 'ભગત' નામના ઇકબાલના આંખે પાટા બંધાવી પોતાને હરિવંશી બ્રાહ્મણો અને પીરાણા સતપંથને હિંદુ ધર્મ છે. આજે કળિયુગમાં તેનો વારો છે એમ સમજાવવાનો નીચ પ્રયોગ પણ ધૃષ્ટતાની હદ ઓળંગવાનું કેટલાક પીરાણાના સૈયદો કરી ચુકયા હતા. પોતાના વટલેલા મુરીદ સમુદાયમાંથી દશાંશ વિશાંશ વગેરેના લાગાઓ ઉઘરાવીને કોઈ મુખી અથવા જ્ઞાતિનો આગેવાન, ઈજારદાર પરબારા હજમ ન કરી જાય તેટલા માટે દેખરેખ રાખવાને પેટભરા કારભારીઓ પણ તેમણે રાખ્યા. તેને ભગવાં વસ્ત્રો પહેરાવ્યાં, અને 'કાકા' એવું પૂજ્ય નામ આપ્યું. આ કાકા ઓથી કચ્છની કણબી જ્ઞાતિ વધારે ઠગાઈ છે છેતરાઈ છે અને વટલાઇ છે. કારણ કે કાકાઓ સૈયદોના હાથે વટલી વર્ણશંકર બની કોળી

દસોન્ધના પૈસાનો દર-ઉપયોગ

કાકા ના હાથ નીચે થતી સમાજની

કોછીઆ, ખારવા, ગોલાશણા, ઘાંચી, શેખ,મુમના વિગેરે ઉતરતી-(હલકી) કોમો સાથે બેસી ખાવાપીવાનો વહેવાર રાખી કચ્છમાં આવે છે ત્યારે, ભોળા અજ્ઞાન કણબીઓને પોતે કણબી કોમ માંહેથી કાકાઓ થયા છે અને ધર્મગુરૂ છે એમ સમજાવી પૂજાય છે, ઉપરાંત સાથે બેસી ખાવા પીવાનો ભ્રષ્ટાચાર કરે છે. એવી રીતે કણબીઓને વટલાવીને છડેચોક જ્ઞાતિદ્રોહ અને હિંદુ ધર્મનો દ્રોહ કરી રહ્યા છે. આ સમયે ખાનાનો મુખી સોનેરી તક મળેલી જાણી સતપંથી મુરીદોમાં ભિષ્તની જીજ્ઞાસા ઉત્પન્ન કરી કાકાઓની ઘરોઘર પધરામણીઓ કરાવે છે. અને જમવાના દરેક ઘેર વારાઓ કરવાનું દરેક સતપંથી ભાઇઓને માથે ફરજીયાત થઇ પડે છે. ત્યારે દરેક સતપંથીઓને પીરાણા સતપંથના સ્થાપક પીર ઇમામશા પ્રત્યે વફાદાર રહેવાનું સમજાવવામાં આવે છે. અને પીરાણા સતપંથના એજન્ટ–કાકાઓ આગળ ભેટ સોગાદો ધરાવવાનું વાતાવરણ ઉભું કરવામાં આવે છે. આવી રીતે જ્ઞાતિના ભોળા અને અંધશ્રધ્ધાળુ ભાઇઓની આંખે ઉંધાચત્તા પાટા બંધાવીને સમજાવવામાં આવે છે કે જો તમે ધર્મી તથા ઇમાની રહીને દશોંદ વિશોંદના લાગા બરોબર આપતા રહેશો તો બાવો ઇમામશા તમો ઇમાની સતપંથીઓને આખરે ભિષ્ત (સ્વર્ગ) અને પચાસ પચાસ હુરાંઓ (અપ્સરાઓ) વિગેરેની સુખ સગવડવાળો વૈભવ આપશે. અને અત્યારે જ્ઞાતિમ

૪

દસોન્દ આપવા
માટેનં પ્રલોભન

તમો સાચા ઇમાની અને મોટા મુમન ગણાશો વિગેરે. આવાં પ્રલોભનો આપી આપીને ભોળા જ્ઞાતિ ભાઈઓને પાયમાલ કરી મૂકયા. એક ટંકનું ખાવાનું પણ ન રહ્યું, ભૂખે મરવાનો વખત આવી લાગ્યો. છતાં જ્ઞાતિના સ્વાર્થી આગેવાનો અને મુખીઓએ જ્ઞાતિભાઇઓને લુંટવામાં જરા પણ બાકી ન રાખ્યું.

દસોન્દ આપનાર જ્ઞાતિની શું દશા

## શુધ્ધિના શ્રી ગણેશ.

કુદરતનો એક એવો નિયમ છે કે જડ કિંવા ચૈતન્ય એવી કોઇ પણ વસ્તુની સ્થિતિ હંમેશાં એક સરખી રહેતી નથી. એવા પરિવર્તનના કુદરતી નિયમથી કચ્છની કડવા પાટીદાર જ્ઞાતિ પણ કેમ મુક્ત રહી શકે? પીરાણા સતપંથની જેટલી જાહોજલાલી હતી તેટલીજ તેની અધોગતિ થવાના શ્રી ગણેશ મંડાઇ ચુકયા. એ પ્રમાણે ભાગ્યદેવીએ કચ્છના કણબીઓ પ્રત્યે કરૂણા દૃષ્ટિ કરી તેથી માત્ર ખેતીવાડીમાંજ જીવન ગાળનારા કણબી પુત્રો કામધંધા અને હુન્નર ઉદ્યોગ માટે દેશ છોડીને દૂર પ્રદેશમાં રહેવા લાગ્યા. ત્યારે દેશાટનથી સાહસ અને જ્ઞાન વધે છે, તે કહેવત તેમને માટે યથાર્થ સિધ્ધ થઇ. પરદેશમાં જુદી જુદી હિંદુ કોમો સાથે પરિચયમાં આવવાથી કણબી ભાઇઓની આંખ ઉઘડી, અને પોતાના વડીલોએ સ્વીકારેલા પીરાણા સતપંથ ધર્મ પ્રત્યે એક સાચા હિન્દુ તરીકે ઘણા ભાઇઓને હ્રદયમાં તિરસ્કાર આવવા

આપડી આંખો કેવી રીતે

લાગ્યો; એટલુંજ નહિં પણ એ પાપી અર્ધદગ્ધ પીરાણા સતપંથને છોડી દેવા અને જ્ઞાતિમાં સુધારો કરવા માટે કેટલાક ભાઇઓના મનમાં ઉર્મિઓ ઉછળવા લાગી. પરંતુ પોતાના પહેલા એવો સુધારાનો પુરૂષાર્થ કરનારા ભાઈઓને જ્ઞાતિના સ્વાર્થી અને જુલ્મી આગેવાનો તથા સૈયદો અને કાકાઓ તરફથી વારંવાર વેઠવા પડેલા ત્રાસ અને જુલમના દાખલા તાજા હોવાથી આત્મબળ વગરના કેટલાક ભાઇઓના મનમાં ઉછળતી ઉર્મિઓ મનમાંજ દબાઇ જવા લાગી. કદાચ એ આગેવાનોના જુલમથી ડરી જનારા ભાઇઓના મનમાં જાગેલી ઉર્મિઓ હિંદુ ધર્મ પ્રત્યેના પ્રેમની સાચી ધગશ નહિ હોય.

જે ભાઇઓને હૃદયમાં સાચી ધગશ લાગેલી તેમણે તો નાતિના જુલમગાર આગેવાનોના જુલમી દોરની કે હાલાકીની તેમજ શીરજોર પણાની લેશ માત્ર પણ પરવા કર્યા સિવાય અને કુટુંબી જનોની રજા લીધા સિવાય એ અર્ધદગ્ધ પાપી પીરાણા સતપંથની–પોતાની જ્ઞાતિમાંથી તથા હિન્દુ સમાજમાંથો – જડ મૂળથી ઉખેડી નાખવા માટે ભિષ્મ પ્રતિજ્ઞા કરી, એ પંથને તિલાંજલી આપીને સંવત ૧૯૬૪ ના જેઠ સુદી ૫ ને ગુરૂવારે પતિત પાવની શ્રી ગોદાવરીના પવિત્ર તટે શ્રી ત્ર્યંબકેશ્વર તિર્થક્ષેત્રમાં નાશિક અને ત્રંબકેશ્વરના કેટલાક પ્રસિધ્ધ વિદ્વાન બ્રાહ્મણો દ્વારા પૂજ્ય શ્રી રામેશ્વરજીની આગેવાની હેઠળ વૈદિક વિધિએ દેહશુધ્ધી

સંપૂર્ણ હિંદુ ધર્મનો અંગીકાર

04 June 1908

પ્રયશ્ચિત કરાવી ઉત્સાહ પુર્વક ઉપવિત (જનોઇ) લઇને વૈદિક ધર્મના અધિકારી થયા હતા, અને એજ તિર્થક્ષેત્રમાં પવિત્ર ગંગાજળ હાથમાં લઇને શ્રી સુર્યનારાયણની સાક્ષીએ શુદ્ધ સંકલ્પ કરેલો કે જયાં સુધી અમો જીવંત રહીએ ત્યાં લગી તન, મન અને ધનના ભોગે જ્ઞાતિ અને હિંદુ સનાતન ધર્મની સેવા કરવા માટે અમારાથી બનતું દરેક શુભ કાર્ય કરતા રહીશું. એવા પવિત્ર અને શુદ્ધ હૃદયના ભાવોથી સંકલ્પ કરીને શ્રી. ત્ર્યંબકેશ્વર મહાદેવના દર્શન કરી કૃતાર્થ થયેલા એ ધર્મ વીર ભાઇઓ નીચે પ્રમાણે છે.

(૧) પટેલ નારાયણજી રામજી લીંબાણી, વીરાણીવાળા
(૨) પા રતનશી કરશન છાભઇઆ, રાજપુરવાળા
(૩) પા. રામજીભાઇ જેઠા રંગાણી, ગઢશીશાવાળા
(૪) પા. વિશ્રામભાઇ દેવજી નાકરાણી, વિરાણીવાળા.
(૫) પા. કરશન ભાણજી નાકરાણી, વિરાણીવાળા
(૬) પા. હરજી ભાઇ લધા રામાણી, લોડવાવાળા.
(૭) પા. અરજણ ભીમજી ભગત, અંગીઆવાળા.

પીરાણાની પોલ - પેજ 530માં આમની જગ્યાએ "નાયાભાઈ શિવજીભાઈ નાકરાણી, વિરાણીવાળા" નું નામ છે.

## પીરાણા સતપંથી આગેવાનોના ધમપછાડા.

ઉપર જણાવેલા સાતે ભાઇ ત્ર્યંબકેશ્વરમાં પાવન થઇને શુદ્ધ કડવા પાટિદાર સનાતન વૈદિકધર્મી થયા. મુંબઇ આવ્યા પછી તેમણે તરતજ "સ્વધર્મ વર્ધક અને જ્ઞાતિ હિત-ચિંતક મંડળ" ની સ્થાપના કરી. આ ખબર જયારે મુંબઇમાં

મુંબઈમાં "સ્વધર્મ વર્ધક અને જ્ઞાતિ હિત ચિંતક મંડળ" ની સ્થાપના

રહેતા પીરાણા સતપંથી કણબી ભાઈઓને પડી ત્યારે તેમણે તારની માફક દેશના અન્ય પીરાણા સતપંથી કણબી જ્ઞાતિના આગેવાનોને સઘળા સમાચાર દરેક ગામેગામ મોકલી આપ્યા. તેથી દેશમાં એક જબર હિલચાલ શરૂ થઈ. સાતે ભાઈઓ તો મુંબઈમાં રહેતા હતા પણ દેશમાં રહેતા તેમના માતૃપક્ષ, પિતૃપક્ષ તથા શ્વસુરપક્ષ આદિ સગાંસંબંધીઓને જ્ઞાતિના નીચ સ્વાર્થી જુલમગાર અને ક્રુર આગેવાનોએ બોલાવીને દરેક જણાઓને તાકીદ સાથે સુચના આપી દીધી; કે જો તમારા છોકરાઓ જનોઈઓ ઉતારીને નાતની માફી નહિ માગે અને ખાવાપીવાનો વહેવાર પહેલાંની માફક ચાલુ નહિ કરે તો તેઓના વાંકે તમો બધાંને નાત બહાર કરવામાં આવશે. આ પ્રમાણે ધાકધમકીઓ કરીને તે પ્રમાણે અમલ પણ કરવા માંડયો. આ વાતના જ્યારે કાગળોથી મુંબઈ ખબર ફરી વળ્યા ત્યારે સાતમા ભાઈ અરજણ ભીમજી ભગત ગામ અંગીઆવાળા, જેઓ પ્રથમથીજ સ્વામીનારાયણ સંપ્રદાયમાં હતા, છતાં જ્ઞાતિના આગેવાનોનો ડર તેમનાથી સહન ન થઈ શકયો અને જનોઈ તરત ઉતારી નાખી, અને છઠ્ઠા ભાઈ હરજી લધા રામાણી લોડવાવાળાનાં ઘરમાં તેમનાં ધર્મપત્નિના વિરોધથી એમને ઘરકંકાસ તથા પાયમાલી ભોગવવી પડી. અને અંતે જનોઈ ત્યાગી દેવાનો પ્રસંગ થોડાજ વખતમાં આવી લાગ્યો. અહિંયાં એક ખાસ અગત્યની હકીકત એવી છે કે

Nayabhai Shivji was their secret

જ્ઞાતિમાં મહાન પરિવર્તન આણુનાર કાર્યની શરૂઆત કરવાથી જ્ઞાતિના નીચ સ્વાર્થી આગેવાનો ઉપર કેવી અસર થાય છે તેની દેશમાં જઈને, જ્ઞાતિ સમુદાય અંદર ભળીને યોગ્ય તપાસ કરવા માટે નવયુવાન, ઉત્સાહી, નિડર સનાતની, ધર્મપ્રેમી ભાઇ નાયાભાઇ શિવજીને દરેક બાતમી મેળવવા પાછળ રહેવા દીધા હતા; તેઓ દેશમાં વીરાણી, નખત્રાણા વિથોણ અને બીજાં મોટાં મોટાં ગામોમાં ફરી યોગ્ય તપાસ સાથે બાતમી મેળવીને, પોતાનાં છોકરાંઓ દેશમાં હતાં તેને સાથે લઇ તરત મુંબઈ આવ્યા અને દેહશુદ્ધિ પ્રાયશ્ચિત લઇ, પોતાના આગેવાન મંડળ સાથે ભળી ગયા.

આવી રીતે બાકી રહેલા પાંચ છ ભાઈઓ એક બીજાના સહકારથી સંપ કરી, ઉલટા ઉત્સાહમાં આવીને સંકટો સહન કરવા વધુ મકકમ બન્યા, અને પીરાણા સતપંથ ધર્મ એ હિંદુ ધર્મ નથી પણ અર્ધદગ્ધ કબ્રસ્તાની ખીચડીઓ પંથ છે. અને તેના મુળ સ્થાપક પીર ઇમામશાની હિંદુઓને વટલાવી મુસલમાન બનાવવાની નીચ યુકિતઓ, પીરાણા સતપંથના હસ્ત લેખિત પુસ્તકોના આધારે છપાવી તથા તેનો અનેક પ્રપંચી જાળો અને નીચ કાવાદાવા તેમજ છળકપટથી ભોળા અંધશ્રધ્ધાળુ કણબીઓને ચમત્કાર વિગેરેની કલ્પિત વાતોથી ભમાવીને ઉંધે રસ્તે ચડાવી દેવાની યુકિતઓ ઉઘાડી પાડી તેનો ખુબ જોર શોરથી પ્રચાર કરવા લાગ્યા. સાથે સાથે જ્ઞાતિના નીચ, નિર્લજ,

સ્વાર્થી અને જુલમગાર આગેવાનોના ખોટા જુલમ અને ખરાબ કર્તવ્યોને નગ્ન સ્વરુપમાં રજુ કરી જન સમાજમાં તેની ફજેતી કરવા માંડી. તેથી જુલમી આગેવાનો પોતાના અધર્મ અને પાપકર્મોથી શરમાઇ એવા હતાશ થઇ ગયા કે સમાજમાં ઉંચું માથું કરીને ફરી શકાય તેમ પણ ન રહ્યું અને ઉલટા હેરાન....પરેશાન થઇને ધુળ ચાટતા થઇ ગયા.

આ પાંચે ભાઈઓને કોઇ જાતની બીક ન હતી. કારણ કે માણસને બીક સમાજમાં નાત બહાર થવાની હોય છે, પણ તે બીક તો આ પાંચે ભાઈઓ શ્રી ગોદાવરી તટે પ્રાયશ્ચિત કરાવીને-સૈયદો તથા અન્ય હલકી વર્ણથી વટલેલી કણબી જ્ઞાતિનું ખાવાપીવાનું બંધ કરીને- શ્રી ગોદાવરીમાં પધરાવી આવ્યા હતા.

સ્વામિનારાયણ સંપ્રદાય
સાથે ભળ્યા

## સામાજીક સહકારની પ્રાપ્તિ

આ દુનિયામાં મનુષ્ય માત્રને પોતાના સમાજની જરૂર હોય છે, તેના વગર કોઇને ચાલી શકતું નથી. એ રીતે આ પાંચે ભાઈઓને પણ પોતાની નાત, જાત તેમજ સમાજની ખાસ જરૂર હતી તેથી તેમણે દેશમાં આગળ આપણે જોઇ ગયા તેમ સં. ૧૮૩૨ ની સાલથી ધાર્મિક મતભેદ થયો હતો તે કેશરો ભગત અને તેના ચાર સોબતી ભાઇઓના પ્રયાસથી ધાર્મિક વિચારોમાં જે સમુહ જુદો પડયો હતો

(તેની સંખ્યા અત્યારે વધીને લગભગ ૧૨૦૦ થી ૧૪૦૦ માણસની થઇ હતી. પણ આ હરિભક્ત સતસંગી ભાઇઓએ શ્રી કેશરા ભગતના અક્ષરધામમાં સીધાવ્યા બાદ માત્ર પોતાનું જ રક્ષણ શોધ્યું હતું. પીરાણા સતપંથી મોટી નાતના ભાઇઓથી હંમેશાં ડરીને જ ચાલતા અને તેઓ સાથે કોઇ પણ ધાર્મિક ઝગડામાં ઉતરવું ન પડે તેની કાળજી ભરી સંભાળ રાખી પોતાનો એક જુદો વાડો બનાવ્યો હોવા છતાં પણ પીરાણા સતપંથી ભાઇઓ સાથે ખાવા પીવા તથા સગપણ સાંતરાનો વહેવાર ચાલુ રાખી રહયા હતા.) તેમને કોઈ પણ રીતે સમજાવી, સનાતન ધાર્મિક વિધિ અનુસાર પીરાણા સંતપંથી ભાઇઓથી છુટા કરાવવા અને એવી રીતે પોતાનો પક્ષ વધારવો. એ હેતુસર મુંબાઈથી શ્રી નારણજીભાઈએ કચ્છ વીરાણી તેમના પુજ્ય પિતાશ્રી ઉપર પત્ર લખીને સુચના કરી કે, તમો ગામશ્રી ઘડાણી, નેત્રા, રવાપુર વિગેરે સ્થળે જઇને સતસંગી હરિભકતોને ઉપરોકત વાત સમજાવો ને નકકી કરો, કે તેઓ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરાવીને અમારા ભેગા ભળે. જો એ વાત તે લોકો કબુલ રાખે તો લખી જણાવો વિગેરે. જો આ વાત નકકી થાય તો સતસંગી આગેવાન ભાઈઓને અમદાવાદ લઇ જવા, અને ત્યાં સ્વામીનારાયણ સંપ્રદાયના આચાર્યશ્રી પાસે એ વાત રજુ કરવી, એમ નકકી કર્યું હતું. તે પ્રમાણે દેશમાંથી

સતસંગી આગેવાનો – હરિભક્ત જીવરાજ ખેતસીંહ તથા નારાયણ ધર્મસીંહ ગામ ઘડાણીવાળા – નેત્રા અને રવાપુરના પટેલોને સાથે લઈને તેમના ધર્મધામ અમદાવાદમાં આવ્યા. અને મુંબઈથી સ્વધર્મવર્ધક મંડળના ભાઈઓને પણ તેડાવ્યા. તે ઉપરથી શ્રી સ્વધર્મવર્ધક મંડળવાળા ભાઈઓ અમદાવાદ આવ્યા, તેમણે સ્વામીનારાયણ સંપ્રદાયના આચાર્યશ્રીઓને, આ ભાઈઓ પીરાણા સતપંથ ધર્મથી વટલાએલા છે, અને આ સતસંગી સમુદાયને તે લોકોથી હવે છુટા પડવું છે વિગેરે બાબતોથી વિદીત કર્યા. તે ઉપરથી સતસંગી સાધુઓ અને આચાર્યોએ મળીને એવો નીર્ણય કર્યો કે, થોડા વખત પછી પુજ્ય આચાર્યશ્રી મહારાજ વાસુદેવપ્રસાદજી કચ્છમાં પધારવાના છે, ત્યારે ત્યાંના સતસંગી કણબીઓને શ્રી સ્વામીનારાયણ સંપ્રદાયના યજ્ઞ વિધિથી દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરાવીને પાવન કરી, પીરાણા સતપંથીઓ સાથેનો સઘળો સંબંધ બંધ કરાવી દેશે, એવો ઠરાવ નક્કી કરીને અમદાવાદ આવેલું શ્રી સતસંગી ભકતમંડળ કચ્છ તરફ રવાના થયું.

19 March 1911

ત્યારબાદ સંવત ૧૯૬૭ ના ફાગણ વદી ૫ ને દીને શ્રી ઘડાણી મુકામે આચાર્યશ્રી મહારાજ વાસુદેવપ્રસાદજી તથા અન્ય સાધુ મહાત્માઓ અને પૈરાણીક સમુદાય સહિત સૌએ મળીને મોટો યજ્ઞ કર્યો અને સતસંગી હરિભગતોને દેહશુધ્ધિ પ્રાયશ્ચિત કરાવીને પાવન કર્યા.

૫

બાદ મહારાજશ્રી વાસુદેવપ્રસાદજીએ પોતાના શિષ્ય સમુદાયને આજ્ઞા કરી કે, આજ દિવસ પછી પીરાણા સતપંથી–તમારા ભાઈઓ–સાથે ખાવા પીવાનો કે કોઈપણ પ્રકારનો વહેવાર કરશો નહિ.

આવી રીતે સ્વર્ગસ્થ નારાયણજી ભાઇના પ્રયત્ન અને ઉત્સાહથી એ શુભ દિવસે હરિભગત સમુદાય, પીરાણા સતપંથીઓથી સદાને માટે વિખુટો પડીને આ પાંચ શુધ્ધિવાળા ભાઈઓ સાથે ભળ્યો. તેથી આ પાંચ ભાઈઓની અલ્પ સંખ્યા જોતજોતામાં ૧૨૦૦ થી ૧૪૦૦ માણસોના સમુદાયમાં ફેરવાઇ ગઈ.

## એજન્ટોની આડાઇ અને શુધ્ધિવાળાઓનો વિજય

આવી સંગીન સ્થિતિ થતી જોઈને, જ્ઞાતિના જુલ્મી આગેવાન પટેલીઆ તથા ખાનાના મુખીઓ, સયદો, તેમના પેટભરા એજંન્ટ કાકાઓ વિગેરેના પેટમાં મોટો ઉલ્કાપાત જાગ્યો, અને આ પાંચ ચળવળીઆની કોશિષથી એક મોટો સમુહ જુદો પડી જવાથી મુંઝાવા લાગ્યા, તેમણે એક સાધારણ માનેલી વાતને આમ મોટી વ્યવસ્થિત કાર્યસિધ્ધિના રૂપમાં ફેરવાએલી જોઇ ને ખુબ ઉશ્કેરાઇ ગયા, અને આ ચળવળને જ્ઞાતિમાંથી નાબુદ કરવા માટે જમીન આસમાન એક કરવા માંડયા અને ખુબ સત્તાપુર્ણ આવેશમાં આવીને ઘણોજ કડક પ્રતિબંધ મુકવાના

સ્વામિનારાયણ
સંપ્રદાયવાળાને
હેરાન પરેશાન



ઉપાયો યોજવા માંડ્યા. તે બાબતમાં પીરાણા સતપંથી ભાઈઓની આખી નાતના આગેવાનોને ભેગા કર્યા, અને સતસંગી સમુદાયના બધા સંબંધો અટકાવવાનો ઠરાવ કર્યો; કારણ કે, તેઓ પોતાની સાથેનો વહેવાર તોડીને શુદ્ધિવાળા પાંચ ભાઈઓ સાથે ભળ્યા હતા તે ગુન્હા માટે એમનાં દરેક સગપણો અને સંબંધો અટકાવીને તેઓને હેરાન કરવા માંડ્યાં અને ધમકીઓ આપવા માંડી.

એક તરફ પીરાણા સતપંથી મોટી નાતના જુલ્મગાર આગેવાનોનો હેરાન કરવાનો ડર, અને સામી બાજુ પોતાની ધાર્મિક ફરજ અને આચાર્યશ્રી મહારાજ વાસુદેવપ્રસાદજીની આજ્ઞા. બન્નેની સરખામણીમાં મહારાજશ્રીની આજ્ઞા જ પોતાનું કર્તવ્ય માની હરિભક્તો શુદ્ધિવાળા પાંચ ભાઈઓને મક્કમ રીતે વળગી રહ્યા. જ્યારે કોઈ જાતની ધાક ધમકીઓ કારગત ન થઈ ત્યારે હરિભક્ત સમુદાયને સપડાવવાનો નવો સાંણસો શોધી કાઢ્યો, જે મોટી નાતમાં થએલાં સગપણો અટકાવ્યાં, અને કેટલાક બાંઓ અટકાવીને બીજે પરણાવી દેવાનાં નીચ કાર્યો કરવા માંડ્યા. આવા કેટલાક અન ઇચ્છનીય કાર્યો અને રોજના ટંટા ફીસાદથી કંટાળીને તમામ વહેવાર છુટો કરવાનો ઠરાવ કર્યો.

"પીરાણા સતપંથી અને સ્વામીનારાયણ સંપ્રદાયવાળા

પીરાણા સતપંથ અને સ્વામીનારયણ સંપ્રદાયવાળા વચ્ચે થયેલ



## કડવા પાટીદારો વચ્ચે થએલ ઠરાવ”

### સ્ટેમ્પ
### ( એક કોરીનો )

Stamp Paper of 1 Kori (Currency of Kachchh at that time)

લી. મોટી નાતના આનાપંથી કણબીઓ, ગઢેરા વીગેરેઓ, નીચે સહીઓ કરનાર સમસ્ત નાત આ કરારથી નાની નાતના સતસંગી સ્વામીનારાયણના ધર્મ પળનાર કણબીઓ, નાના મોટા સર્વેને લખી આપીએ છીએ કે, આપણે બંને નાત વચ્ચે સંવત ૧૯૬૭ ની સાલે પોત પોતામાં અનેક પ્રકારની તકરારો થતાં, અમો મોટી નાતવાળાએ તમો નાનો નાતવાળાથી પાણી વહેવાર તથા કોઇ મોટી નાતનો કણબો નાનો નાતવાળા પાસે મજુરી કરવા વિગેરે કામકાજે જવા આવવાની બંધી કરી હતી.

Year: 1911

તમો સતસંગીઓએ સંવત ૧૯૬૭ ની સાલે જનોઇએ, કંઠીઓ ધારણ કરી મોટી નાતવાળાથી ખાવા-પીવાનો વ્યવહાર બંધ કર્યો. તે પ્રમાણે પોત પોતાની નાતમાં ઠરાવો કરવાથી તકરારો વધવા માંડી તેથી છેવટે સતસંગીઓની નાતમાંના દોલતપરના કણબી ખીમજી દેવજીની ઘરવાળી રામબાઇ, મોટી નાતના કણબી ખીમજી મુળજી નાગવીરીવાળાના ઘરમાં ગઈ, તે ઉપરથી રામબાઇના ધણી ખીમજી દેવજીએ, નામદાર શ્રી નખત્રાણા કોરટમાં ફરિયાદી કરેલ છે તે બાબત કેશ ચાલે છે.

સદરહુ કેશ ચાલતાં દરમ્યાન આપણે બંને નાતવાળાઓ ગામશ્રી રવાપુર મધ્યે ભેગા થયા, અને પોતપોતાના વચ્ચેની આજ દિવસ સુધીની તમામ તકરારોનો નીકાલ કરવા માટે પોતપોતાની પસંદગીથી નીચે લખ્યા પંચો નીમ્યા. તે પંચોનાં નામ નીચે પ્રમાણે છે.

૧ મુખી અખઇ લાધા, ગામ માનકવાવાળા.
૨ જોશી જટાશંકર કાળા, માતાજીના મઠવાળા.
૩ ગાંધી પુરૂષોત્તમ મોણશી, ગામ માનકવાવાળા
૪ સમેજા મુસા રાણા, ગામ માનકવાવાળા.

તમો સ્વામી નારાયણના ધર્મ પાળવાવાળા નાની નાતના કણબી સંતસંગીઓ તરફથી નીમવામાં આવેલ પંચોના નામની વિગત નીચે પ્રમાણે.

૧ પટેલ ગાંગજી દેવરાજ, ગામ માનકવાવાળા
૨ પટેલ ધનજી જાદવજી, ગામ નારણપુરવાળા.
૩ ભગત દેવશી માવજી, ગામ માનકવાવાળા.

આ રીતે ઉપર લખ્યા નામો વાળાઓને બંને પક્ષોએ પોત પોતા વચ્ચેની આજ દિવસ સુધીની તકરારોનો નીકાલ કરવા માટે પંચો નીમવામાં આવ્યાં છે. સદરહુ પંચોએ બંને પક્ષવાળાઓની તમામ તકરારો સાંભળી તે બાબતમાં બધાં

પંચોએ એકમત થઇ નીચે લખ્યા પ્રમાણે ઠરાવ કરી આપ્યો છે તે પ્રમાણે અમારે અને તમારે વર્તવું.

મુદ્દો પહેલો એવો છે કે, દોલતપરના કણબી ખીમજી દેવજી નાની નાતવાળાની સ્ત્રી રામબાઇ જે નાગવીરીના કણબી ભીમજી મુળજીના ઘરમાં ગઈ, તે કામ બંને નાતના ધોરણ વિરૂધ્ધ થએલ છે. તેનાં કારણો એવાં છે કે, કોઇ પણ ધણી ધણીઆણી વચ્ચે કાંઇ તકરાર થાય ને ઘર વસવા જેવું ન જણાય, તો પહેલાં બાઇએ પોતાનાં માબાપોને કહેવું જોઇએ, અને તેમણે પોતાની નાતના ગલ્ઢેરા પાસે જાહેર કરવું જોઇએ તે ઉપરથી નાતના ગલ્ઢેરાઓ નાત એકઠી કરી પુરતો તપાસ કરે, તપાસ કરતાં ધણીની કસુર જણાય તો, અથવા બીજાં ખાસ જરૂરી કારણોસર છેડાછુટ કરવાની જરૂર જણાય તો પહેલાં મૂળ ધણીની નાત ધોરણસર ફારગતી લે ને ત્યારબાદ દીકરી મા બાપને ત્યાં જાય. માબાપને ત્યાં ગયા પછી તેનું બીજું ઘર કરવામાં આવે એવો નાતનો સામાન્ય રિવાજ છે. તે સિવાય બીજી કોઈ રીતો હોય શકે નહિ. તે તમામ નાત જાણે છે; છતાં આ કામમાં ચાલતા રિવાજ પ્રમાણે રામબાઇએ કે, તેનાં માબાપે કર્યું નથી. એટલુંજ નહિ; પણ આ કામ નાત ગલ્ઢેરાઓને પણ કરવાને કહેવામાં આવ્યું હોય એવો સંભવ નથી. અને તેમના તરફથી રજા આપવામાં આવી હોય એમ પણ બન્યું નથી. એવી રીતે નીકાલ લીધા પહેલાં આ કામ કરનારાઓએ માત્ર ઇર્ષા ભાવથીગેર ધોરણેકરેલ

છૂટાછેડા કરવાની

જ્ઞાતમાં છૂટાછેડા કરવાની પદ્ધતિ

છે, એમ ચોકખી રીતે પંચોને જણાય છે. તેથી આ બાબતમાં એવો ઠરાવ કરવામાં આવે છે કે, કણબી ભીમજી મુળજી તથા રામબાઈ વચ્ચે ગેરકાયદેસરનું થએલ લગ્ન રદ કરી, તેમના ધણી કણબી ખીમજી દેવજીનેજ સોંપવી જોઈએ; પણ એ છોકરા અને તેના ધણી ખીમજી દેવજી વચ્ચે ઘણોજ અસંતોષ થઇ ગએલ જોવામાં આવે છે, એમ તેની ઘરવાળી રામબાઈની રીતભાતથી જણાય છે, એવી કુલફતમાં પાછી તેમના સહવાસમાં રાખવાથી બીજી વધારે ખુવારી બને તેવું જણાય છે, એમ છે તો કણબીઓની નાતના રિવાજ મુજબ નજરે જોઇ તકરારને અંતે છેડાછુટ કરવાનો રિવાજ છે, તો આ બંનેના છેડાછુટ કરવામાં કોઇ ગેરકાયદેસરનું કામ થાય છે તેમ નથી. એમ સમજી પંચોએ ઠરાવ કરેલો છે કે, કણબી ભીમજી તથા રામબાઇ વચ્ચે થએલ લગ્ન રદ કરી, બાઇને બાનાપંથીઓની નાતને સોંપવામાં આવી છે. તેથી અમો મરજી પ્રમાણે તે બાઇને વળાવીએ ને આગળના તેના ધણી કણબી ખીમજી દેવજી તમારો નાની નાતવાળાને છુટા છેડા બદલ અમો મોટી નાતવાળા ગલ્ઢેરાઓ કોરી ૧૫૦ અખરે કોરી એકસો પચાસ આપી તે કોરી તમો નાતવાળા પોતે રાખો અથવા કણબી ખીમજી દેવજીને આપો તે તમારી મરજી ઉપર છે.

મુદ્દો બીજો એવો છે કે, તમો નાની નાતવાળાની કેટલીક વહુવારૂઓ જે અમો મોટી નાતવાળાઓની દીકરીઓ

છે, તેમાંની કેટલીક પોતાના માવીત્રે થઇ છે, તે તમામ બાઇ-ઓને તેમના માવીત્રો તમારી નાતમાં સદરહુ બાઇઓને સાસરેથી માણસ તેડવા આવે તે સાથે મોકલી આપવી. તેમાં કોઇએ અમારે તેમજ તેમનાં માવીત્રો તરફથી કોઇ વાંધો કે અટકાવ કરવો નહિ. સૌ બાઇઓએ પોતપોતાનાં ધણીનાં ઘર વસાવવાં તેમને તથા તેમના માવીત્રોએ, કે અમો નાતીલા-ઓએ, કાંઇપણ હુજત અટકાવ કરવો નહિ. અગર કોઇ કરે તો તેના પાસેથી ગુનેગારીની રકમ જે નાતને લેવા જોગ જણાય તે કસુરદાર પાસેથી લેવી. અને છોકરીને તમારી નાની નાતમાં પોતાને સાસરે મોકલી આપવી. તેમાં કોઇપણ કાંઇ હુજત અટકાવ કરવો નહિ. અગર કરીએ તો ચાલે નહિ.

એ બાઇયું પોત પોતાને સાસરે જાય તેને સાસરામાંથી કે તેના ધણી તરફથી મેણાં ટોણાં કરવાં નહિ, તેમજ દુઃખ આપવું નહિં. અગર તેવું જો સાબોત થાય, તો બંને પક્ષની નાત તપાસ કરી તેને સજા કરશે, તેની ગુનેગારીની રકમ ગુનેહગાર જે પક્ષનું હશે તે નાતવાળા લેશે.

તમો સતસંગીની નાની નાતનો વહુવારૂઓ મોટી નાતમાં પોતાના માવીત્રે આણે પરીયાણે તથા વારે પરબે તથા શાદી કમીએ આવે ત્યારે પોતાનાં માવીત્રો ભેગાં ખાએ પીએ અને પાછી તે સાસરે જાય ત્યારે તમો નાની નાતવાળા સતસંગીઓ એક પંકિતએ જમાડો, અંતરો રાખવો નહિ. તેવીજ રીતે

અમો મોટી નાતવાળાની વહુવારૂઓને તમો નાની નાતવાળાની દીકરીઓ માવીત્રે આવે જાય ત્યારે પણ એક પંકિતએ જમવા આપવું અને તેમના હાથનું રાંધેલું જમવું તેનાથી જમવા બાબતમાં તમોએ અંતરો રાખવો નહિ, બાકી અમો મોટી નાતના ખાનાપંથીઓ, તથા તમો નાની નાતના સતસંગીઓ પોતપોતાના સગા સંબંધીઓમાં કામે–કાજે કે વહુ દીકરીયું ને તેડવા–મેલવા જઇએ તો તેને એક બીજામાં જમવાની ફરજ પાડવી નહિ.

તેમજ આપણે કોઇએ કોઇને કોઇ પ્રકારે અટકાયત કરવી નહિ. તમો નાની નાતવાળાના ઘરમાં અમો મોટી નાતવાળાની દીકરીઓ છે, આ મનુષ્ય દેહ ક્ષણભંગુર છે કદાચીત કોઇના કમનસીબે પોતાનો ધણી ગુજરી જાય તો એ વિધવા બાઇને બીજું ઘર કરવા મરજી થાય તો તે કરવા તેની મુખ્ત્યારી છે. તે પોતાની મરજીમાં આવે ત્યાં ઘર કરાવી આપે. તેમાં તમો નાનો નાતવાળા હુજત કરો નહિ. તેવીજ રીતે મોટી નાતવાળાના ઘરમાં તમો નાની નાતવાળાની દીકરીઓ છે. તેમાં કોઇ દૈવ સંજોગે વિધવા થાય તો, તેને બીજે કયાંઇ પણ ઘર કરવા મરજી થાય તો, તેની માલીકી તમો નાની નાતવાળા સતસંગીઓની છે, તેથી તે બાઇના માવીત્રો પોતાની મરજીમાં આવે ત્યાં ઘર કરાવે, તેમાં અમો મોટી નાતવાળા કે તેના સાસરાના પક્ષમાંથી કોઇએ પણ હુજત અટકાવ કરવો નહિ, ને કરે તો ચાલે નહિ. મતલબ કે

દીકરોના કમનસીબે ધણી ગુજરી ગયા પછી મજકુર બાઇને પોતાને બીજું ઘર કરવા ખાસ મરજી થાય તોજ પોતાનાં માવીત્રો મારફતે કરે અગર તેવી બાઇને ઘર કરવા મરજી ન થાય તો જબરાઇથી બંને નાતવાળાઓ ઘર કરાવી શકે નહિ. બીજું ઘર કરવું કે ન કરવું તે બાઇની મરજી ઉપર છે.

અમો ખાનાપંથીઓ તથા તમો સતસંગીઓ વચ્ચે ઉપર લખ્યા પ્રમાણે માત્ર વહુ તથા દીકરીઓનેજ ખાવાપીવાનો વહેવાર માવીત્રોએ જતી વખતેનોજ રાખવામાં આવ્યો છે. એ ઉપરાંત ખાવા પીવાનો વહેવાર રાખવાની આપણે કોઇએ પણ એક બીજામાં આપસ આપસમાં ફરજ પાડવી નહિજ.

હાલ જે આપણે બંને પક્ષની નાત ભેગી થઇ છે, તે બંને નાત વચ્ચેનો તમામ કલેશ માંડી વાળવાના કારણે ભેગા થયા છીએ, તેનો નીકાલ ઉપર મુજબ કરવામાં આવ્યો છે. માટે હવેથી આપણે બંને જ્ઞાતિઓએ એક બીજામાં સલાહ સંપથી અને મિત્રભાવથી વર્તવું કોઇ રીતે દ્વેષભાવ રાખવો નહિ. સહુએ એક બીજાના-કામે કાજે-જવું આવવું. તેમાં કોઇએ પણ કોઇને અટકાવ કરવો નહિ. જેમ બીજી જ્ઞાતિઓ, જેવી કે, બ્રાહ્મણ, વાણીઆ, લુહાણા વિગેરે નાતો એક સંપે ચાલે-વર્તે છે, તેમજ આપણે બંને પક્ષોએ વર્તવું. આપણે બંને નાત વચ્ચેના કલેશનો નીકાલ કરવા ગામ રવાપર મધ્યે બંને પક્ષો ભેગા થયા છીએ, તે બંને નાત-

વાળાઓએ પોતપોતાની નાતનું કામ જાણી આમાં થએલ ખર્ચ પક્ષકારો પાસેથી ન લેતા બંને નાત પોત પોતાનું ખર્ચ પોતાની કોથળીમાંથી વાપરે.

ઉપર લખ્યા પ્રમાણે નાની નાતવાળાની વહુવારૂ જે પોતાના માવીત્રે મોટી નાતમાં બેઠીયું છે, તેઓને તથા તેનનાં માવીત્રો અમો નાત ગલ્ઢેરાં આજ અહીં હાજર છીએ, હુકમ કર્યો છે કે, આજથી પાંચ દિવસની અંદર દીકરીઓને તમારી નાતમાં પોતાને સાસરે મોકલી આપે. તેવીજ રીતે તમો નાની નાતવાળાની દીકરીઓએ મોટી નાતમાં પરણેલી હોય તેને તેમનાં માવીત્રોએ તેમને સાસરે ઉપરની મુદતની અંદર મોકલી આપે. તેમાં બંને પક્ષવાળાઓએ આનાકાની કરવી નહિ. અગર કોઇ કરે તો ગુન્હેગાર ઠરે. ગુન્હેગારને ઉપર લખ્યા પ્રમાણે નાતીલાઓ સજા કરે. તે ઉપરાંત બાયુંનો કબજો લેતાં દરેક નાતવાળાને જે કાંઈ ખર્ચ થાય, તે દીકરીઓનાં માવીત્રો આપે, અને બાયું પણ સોંપે. તે જીવતાં સુધી બીજે કોઈ પણ ઠેકાણે વરાવવી નહિ, તેમજ પોતાની મેળે પણ જાય નહિ. તેવી રીતે કોઇના તરફથી કસુર થશે તો તે નાત તથા દરબારશ્રીનો ગુન્હેગાર થશે, તથા તેના તમામ ખર્ચનો જવાબદાર થશે તે ખર્ચ તેની સારો માલ મિલ્કતમાંથી વસુલ કરવામાં આવશે.

હાલે આ ઠરાવનો અમલ કરવા માટે આપણે બંન્ને

નાતવાળાઓએ પોત પોતાની દીકરાઓને તેમના પોત પોતાના સાસરે પાંચ દિવસની અંદર મોકલી આપવી. પાછું તરતમાં સાતમનું પરબ આવે છે, તે ઉપર માબાપના ઘેરથી તેડવા આવે તો રજા આપવી, પછી પરબ વિત્યા બાદ ચાર દિવસની અંદર સાસરા તરફથી માણસ તેડવા આવે એટલે મોકલી આપવી. તેમાં અટકાવ કરવો નહિ.

Suggesting that Satpanth and Sanatan Gnyat (community) is different

આજથી પહેલાં બંને નાતવાળા જ્યારે ભેગા હતા, ત્યારે એક બીજામાં કરારો, ઠરાવ, લખત જે કાંઇ કરવામાં આવેલ છે, તે સર્વે રદ બાતલ છે તથા બંને નાતમાં સામસામા હરકોઇ પ્રકારના વાંધા વષ્ટિના દાવા હોય તે એક બીજામાં માફ કરવામાં આવ્યા છે. તે બાબત કોઇ પણ એક બીજા ઉપર દાવો કરવો નહિ, અને કરે તો ચાલે નહિ.

આ ઠરાવ આપણે બંને નાતવાળાને હંમેશને માટે કબુલ મંજુર છે. માટે આમાં લખ્યા પ્રમાણે બંને નાતવાળાને વર્તવું, એ લખ્યું આપના બોલ સુતે પાળવું સહી. સંવત ૧૯૬૮ ના પ્રથમ અસાડ સુદ ૧૩ ને ગરેઉ.

VSK: 27 Jun 1912

તાજા કલમ—

ઉપર લખવામાં આવ્યું છે કે, તમારી વહુ દીકરીઓ અમારે ત્યાં માવીત્રે આવે જાય, ને પાછી તમારા ઘરે આવે ત્યારે તેમની સાથે જમવામાં અંતરો રાખવો નહિ. તેવીજ

રીતે અમારી મોટી નાતની વહુ દીકરીઓ તમારે ત્યાં માવીત્રે કે સાસરે આવે, અને પાછી તે જ્યારે અમારે ત્યાં આવે ત્યારે તેનાથી અમારે પણ જમવા બાબતમાં અંતરો રાખવો નહિ.

ઉપર લખ્યા પ્રમાણે બંને નાતવાળાઓએ વર્તવું એટલા માટે એક બીજાને આ કરારો લખી સહી મતાં કરી આપ્યાં છે. એ લખ્યું અમો મોટી નાતવાળા ખાનાપંથી સર્વે તથા તેના વંશ વારસવાળાવને કબુલ મંજુર છે.

તારીખ સદર—

૧ પટેલ સોમજી વાલજી ની સહી દા૦ મુખી અખઈ લાધાના

૨ મુખી અખઈ લાધાની સહી ઉપર લખ્યું તે સહી દા. પોતાના

૩ પટેલ જીવા પચાણ ઉપર લખ્યું તે સહી દા. કરમશીના

૪ મુખી અબજી હીરજીની સહી દા. કરમશીના ધણીના કહેવાથી

૫ પટેલ કરમશી શીવજીની સહી દા. પોતાના

૬ પટેલ નાથા નાનજીની સહી દા. સવજીના ધણીના કહેવાથી

૭ મુખી અરજણ ડાઈઆની સહી દા. પોતાના

૮ પટેલ લખુ દેવજી મથલવાળાની સહી દા. પટેલ ખેતા કાનજી ધણીના કહેવાથી

૯ પટેલ ખેતશી કાનજીની સહી દા. પોતાના ગામ દેશલપુરવાળા

૧૦ પટેલ સવજી જેઠા ગામ શ્રી નખત્રાણાવાળાની સહી દા. મુખી વસરામ ગામ નખત્રાણાવાળા ધણીના કહેવાથી

૧૧ પટેલ લાલજી સવજીની સહી દા. કણબી લાલજી રચા ગામ દયાપરવાળાના

૧૨ કણબી લાલજી રચાની સહી દા. પોતાના

૧૩ પટેલ દાના ડાયાણીની સહી દા. કણબી લાલજી રચાના પટેલના કહેવાથી

૧૪ લી. કણબી જેઠા ઉકરડા ગામ દયાપરવાળાની સહી દા. પોતાના

૧૫ મુખી દેવજી કેશરા ગામ ગડાણીવાળાની સહી દા. કણબી અરજણ ગોપાળ ધણીના કેવાથી કરી છે.

૧૬ કણબી મેઘજી દેવજીની સહી દા. કણબી અરજણ ગોપાલ ધણીના કહેવાથી.

૧૭ કણબી માંડણ હરજી ગામ ગડાણીવાળાની સહી દા. પોતાના હાથના.

૧૮ પટેલ અખઈ જીવરાજ અંગીઆવાળાની સહી દા. મુખી લાલજી મનજી ધણીના કહેવાથી.

૧૯ પટેલ હંસરાજ સવદાસ તથા દેવજી ધનજી ગામશ્રી વીરાણીવાળાની સહી દા. મુખી લાલજી મનજી ધણી । કહેવાથી.

૨૦ પટેલ સવજી ખીમા ગામ વીથોણવાળાની સહી દા. પટેલ પરબત ખીમાના પટેલ સવજીના કહેવાથી સહી કરી છે.

૨૧ કણબી હરજી લાલજી ગામશ્રી રસલીયાવાળાની સહી દા. પટેલ પરબત ખીમાના.

૨૨ પટેલ પરબત ખીમા ગામશ્રી ગડુલીવાળાની સહી દા. પોતાના.

૨૩ કણબી કાનજી વીરજી તથા નાઈઆ દેવશીની સહી દા. મુખી દેવશી લધાના.

૨૪ મુખી દેવશી લધાની સહી દા. પોતાના.

૨૫ કણબી મુખી પાંચા મુળજી નાગવીરીવાળાની સહી દા. ઠક્કર પરશોતમ ગોવીંદના ધણીના કહેવાથી.

૨૬ કણબી અરજણ માવજીની સહી દા. ઠક્કર પરશોતમ ગોવીંદના, ધણીના કહેવાથી.

૨૭ કણબી ભીમજી નાગવીરીવાળાની સહીદા. ઠક્કર પરશોતમ ગોવીંદના ધણીના કહેવાથી.

અમો નીચે સહી કરનારને કણબીની બંને નાતના મોટી તથા નાની નાતે પોતા વચ્ચેની તકરારોનો નીકાલ આણવા પંચો નીમ્યા તેથી અમો પંચોએ એકમત થઇ ઉપર પ્રમાણે ઠરાવ કરી આપેલ છે. તે તારીખ સદર. આ બાબતનું બંને નાતની સહીવાળું પંચનામું, તથા અમો પંચોએ કરેલ ઠરાવ અસલ અમો પંચોની સહીઓ વાળો એમ દસ્તાવેજ ૨, એ પંચો હસ્તકના અમોમાંથી માનકવાના મુખી અખઇ લાધા પાસે રાખેલ છે; તે ખપ પડે રજુ કરવા તારીખ સદર.

૧ મુખી અખઈ લાધાની સહીદા. પોતાના.

૨ જોશી જટાશંકર કાળાભાઇની સહી દા. પોતાના(વકીલ)

૩ ગાંધી પુરૂષોત્તમ મોણશીની સહી દા. પોતાના.

૪ સમેજા મુસા રાણાની સહી દા. પોતાના.

૫ પટેલ ગાંગજી દેવરાજની સહી ગામશ્રી માનકવા-વાળાના દા. પોતાના.

૬ પટેલ ધનજી જાદવજી ગામશ્રી નારણપરવાળાની સહી દા. પોતાના.

૭ ભગત દેવશી માવજીની સહી દા. પોતાના.

**પૂર્વજોના ઇતિહાસનું સંશોધન.**

એવી રીતે જ્ઞાતિ સુધારક–શુદ્ધિવાળા ભાઇઓ પોતાનો પક્ષ વધારીને મેળવેલી મહાન ફતેહથી નીડર બની ઉત્સાહમાં

આવી ગયા, અને પોતાની જ્ઞાતિ, તથા હિંદુ ધર્મની દાઝ હૃદયમાં ધરી મક્કમ અને વ્યવસ્થિત રીતે કામ કરવાની હોંશથી જ્ઞાતિ સુધારાનો પ્રચાર કરવા માંડયા. જુદી જુદી સભાઓ અને મીટીંગો ભરી તેના રીપોર્ટો છપાવી, ખુબ ઉત્સાહથી પ્રચાર કરવા લાગ્યા.

આવી રીતે કચ્છમાં પોતાના પક્ષની સંગીન સ્થિતિ બનાવ્યા પછી, શ્રી. નારાયણજીભાઇને મનમાં એક નવી મુંઝવણ ઉભી થઇ. પોતાના વડવાઓ. પીરાણા સતપંથ ધર્મ સ્વીકારીને ગુજરાત દેશ છોડી કચ્છમાં આવ્યા ત્યારે જ્ઞાતિમાં હલકી કોમો ભેળસેળ થઇ ગએલ છે, એવી કેટલીક લોકવાયકા હોવાથી, અને ગોર તથા વહીવંચાની ગેરહાજરીમાં અંધાધુંધી ચાલી રહેલી હોઇ, પોતે કોણ અને કયાંથી કેવી રીતે આવ્યા તેનો પુરો ઇતિહાસ મળે નહિ ત્યાં સુધી પોતાની ચોકકસ નાત જાત સમજવાનું મુશ્કેલ હતું.

આ બાબતની ગુજરાતમાં ફરીને પુર્ણ શોધ કર્યા સિવાય, કોઇ રીતે ખરી બાતમી મળે તેમ ન હોવાથી, પોતે અમદાવાદ આવ્યા, અને "કડવા વિજય" ના તંત્રી રા પુરૂષોત્તમદાસ ભાઇને મળ્યા. તેમના ભલામણપત્રો લઇને અમદાવાદ તથા ધોળકામાં તપાસ કરી; પરંતુ બારોટ વહીવંચાનો પત્તો લાગ્યો નહિ. મનમાં ઘણી નિરાશા

૭

ઉત્પન્ન થઈ; પણ હીંમત ન હારતાં ખુબ ખંતથી કોશીષ કરવા માંડી. ફરી અમદાવાદમાં આવી ત્યાં રોકાઇને, બારોટની બારીક શોધ ખોળ કરતાં કેટલાક દિવસો બાદ તેમને શાહપુર વિભાગમાંથી બારોટ રામસંગ દોલજીની મુલાકાત થઇ; પરંતુ બારોટ અને બ્રાહ્મણોના મુળ સ્વભાવ પ્રમાણે તેમને સહેલાઇથી હકીકત મળી શકી નહિ. પુષ્કળ યુક્તિ પ્રયુક્તિઓ અને છુટા હાથે ધનનો ઉપયોગ કરવાથી આખરે બારોટજીનું આશાપુર્ણ હૃદય પીગળ્યું. એકવાર ફરીથી કચ્છી કણબીઓને પોતાનું કલ્પવૃક્ષ બનાવવાની લાલચે યથાવિધિ હકીકત લખાવી જેની સત્યતાની પુર્ણ પ્રતિતિ નખત્રાણા મધ્યે થએલા ઠરાવની નકલ મળી આવવાથી થઇ.(જે ઠરાવ અ ગ ળ ૧૪ મે પાને અ પ્યો છે)આવી રીતે પુરેપુરી ખાત્રી કરીને પોતે અસલ કડવા પાટિદાર છે એમ નક્કી થયા પછી પોતાની ગુજરાતની સમગ્ર કડવા પાટિદાર જ્ઞાતિ સાથે સંબંધ જોડવાના પ્રયત્નો કરવા માંડયા. તે વખતની ગુજરાતની સમગ્ર જ્ઞાતિમાં સામાજીક સુધારાનું કામ કરનારા સંસ્કારી, ઉચ્ચ કોટીના વિદ્વાન, સાહિત્ય રસિક અને ઉદાર મનવાળા ઉત્સાહી વીર બંધુ પુરૂષો-તમ-દાસભાઇના અંગત પરિચયમાં આવ્યા. તેમનું નીખાલસ, પ્રેમથી ભરપુર વિશાળ હૃદય અને શુધ્ધ ભાવના યુક્ત સદ્‌ગુણો જોઇને પોતાનો કોઈ નોકટનો આપ્તજન ઘણા વરસોથી છુટો પડી ગએલો, અચાનક મળી ગયો હોય

તેમ પ્રેમપુર્વક હૃદય સાથે લગાડીને સ્વર્ગસ્થ નારાયણજી ભાઈને જીવનની અભિલાષ પુરી કરવામાં મરહુમ પૂરૂષો-તમ દાસભાઈએ સહકાર આપવાનું શરૂ કર્યું.

ગુજરાત ના ભાઈઓ સાથે મિલાપ

ગુજરાતના જ્ઞાતિ ભાઈઓથી ઘણા કાળ થયાં વિખુટા પડેલા ભાઈઓને સમગ્ર જ્ઞાતિ સાથે સીધા સંપર્કમાં લેવા પુર્ણ ખાત્રી આપી, અને ત્યાર પછી આસ્તે આસ્તે સ્વર્ગસ્થને બીજા અગ્રગણ્ય પ્રખર વિદ્વાન જ્ઞાતિ ભાઈઓનો, અને સમગ્ર કડવા પાટિદાર પરિષદના આગેવાન કાર્યકર્તા ભાઈઓનો પરિચય થતો ગયો.

## સમગ્ર જ્ઞાતિનો સાથ

સ્વ૦ નારાયણજીભાઇના ઉચ્ચ ગુણો, મળતાવડો સ્વભાવ, અને જ્ઞાતિ સેવાની અપ્રતિમ ધગશથી જે જે ભાઈઓ પરિચયમાં આવતા ગયા, તેઓ સર્વ નારણજીભાઇ તરફ પુજ્ય ભાવથી જોવા લાગ્યા; અને તેઓના પ્રેમ અને સહકારથી શ્રી નારાયણજીભાઈએ ગુજરાત કડવા પાટિદાર પરિષદની દરેક બેઠકોમાં હાજરી આપી આગેવાની ભર્યો ભાગ લઇ, ગુજરાતની જ્ઞાતિમાં દરેક કામોની અંદર મોખરે રહી, કચ્છ, કાઠિયાવાડ, અને ગુજરાતની સમગ્ર જ્ઞાતિને પોતાની શકિત અને જ્ઞાતિ પ્રેમનો પરિચય કરાવ્યો. કડવા પાટિદાર પરિષદોની બેઠકોમાં જેવી કે વડોદરા મુકામે બીજી પરિષદ ઈ. સ. ૧૯૧૧ થી ત્રીજી બાવળા

ચોથી વીરમગામ પાંચમી ધ્રાંગધ્રા, ૬ઠ્ઠો પાદરા, ૭ મી મુંબઈ, ૮ મી લાંગણુજ, ૯ મી મોખાસણ ૧૦ મી તોરણ ૧૧ મી કડી, તે ઈ. સ. ૧૯૨૫ સુધી ગુજરાત કડવા પાટિદાર પરિષદોના દરેક અધિવેશનોમાં પોતાની હાજરી આપી વ્યવસ્થાપક મંડળના મેંબર થઈને આગળ પડતો ભાગ હંમેશાં લેતા હતા. તેમજ નીમાળ માળવામાં પણ કુવા ગામે ઈ. સ. ૧૯૧૭ માં પેટા વિભાગ પરિષદ પહેલીના પોતે પ્રમુખ થયા હતા. અને સુંદરેલ ગામે ૧૯૧૮ માં પેટા વિભાગ પરિષદ બીજીમાં આગેવાનીભર્યો ભાગ લઈને ગુજરાત કાઠિયાવાડ અને નિમાળ માળવામાં પણ ખુબ પ્રસિદ્ધ થયા. પછી દરેક જ્ઞાતિજનને કચ્છની ધાર્મિક અને સામાજીક હીલચાલોમાં રસભર્યો ભાગ લેતા બનાવ્યા, અને જ્યારે જ્યારે જરુર જણાઈ ત્યારે ત્યારે ખાસ ગુજરાતવાસીભાઈઓએ પોતાની કિમતી સલાહ અને સહાનુભતિઓ વડે દરેક કાર્યમાં ખરા તન, મન અને ધનથી અથાગ પરિશ્રમપૂર્વક સાથ આપીને પોતામાં અપનાવી લીધા એટલુંજ નહિ પણ પોતાની કિમતી સલાહ અને સહાનુંભુતિઓ વડે ઉતેજી-ત કરી હાથ ધરેલા જ્ઞાતિ સુધારાના પવિત્ર કાર્યમાં ઘણી કિંમતી સુચનાઓ આપી "સ્વધર્મ વર્ધક મંડળના" ભાઈઓના મનની નબળાઈઓ દુર કરી, તેમને નોકટના સંબંધીની સોનેરી સ્નેહ સાંકળમાં જકડીને ગુજરાતની સમગ્રજ્ઞાતિ સાથે

President of Nimad Parishad

Leaders of Kadva Patidar Unjha

એકત્ર બનાવી દીધા એવી રીતે કચ્છના કડવા પાટિદાર ભાઈઓને દરેક રીતે ગુજરાતની સમગ્ર જ્ઞાતિનાં ઋણી બનાવ્યા. આ કાર્યમાં સદ્દગત ભાઇશ્રી પુરૂષોત્તમદાસ લલ્લુભાઇ, સ્વર્ગસ્થ સાક્ષર ભાઇશ્રી અમરસિંહજી વીરમગામવાળા, સ્વર્ગસ્થ મગનલાલ ગોવિંદલાલ એન્જીનીયર અમદાવાદવાળા, જ્ઞાતિ હિતચિંતક ભાઇશ્રી કેશવલાલ માધવલાલ વકીલ, અને શ્રીયુત ભાઇ ચંદુલાલ મણીલાલ દેશાઇ વીરમગામવાળા વિગેરે કર્મવીર ભાઈઓએ સમસ્ત જ્ઞાતિ સાથે એક કરાવવાનો ભગીરથ પુરૂષાર્થ કરી અને વિદ્યમાન ભાઈઓએ તો આજ દિવસ પર્યંત ઉપકારોનું અમૃત સિંચન ચાલુ રાખી કચ્છની સમગ્ર જ્ઞાતિને આભારી બનાવી છે.

પીરાણા સતપંથના પાપી પંથે ચડીને ગુજરાત જેવા નંદનવનને છોડી કચ્છમાં દેશવટે ગયેલા પોતાના સગા માડી જાયા ભાઈઓના આચાર વિચારમાં તેમજ સંસાર વહેવારમાં વિશાળ અંતરાય પડી ગયેલો હોવા છતાં તે સર્વ દુર કરાવીને જમાનાઓથી વિખુટા પડેલા ભાઈઓને પોતામાં ઓતપ્રોત કરીને ઉપરોકત સેવા ભાવી નરવીરોએ દરેક વહેવારને નવેસરથી શરૂ કરાવ્યા ત્યારે કચ્છના દરેક ભાઈઓને સ્વર્ગસ્થ નારાયણજી ભાઇની જ્ઞાતિ સેવાનું અને શુદ્ધિનું મહત્વ સમજાયું.

## મંડળની સ્થાપના

કચ્છ અને ગુજરાતમાં પોતાની સ્થિતિ બરોબર મકકમ

રીતે સંગિન બનાવ્યા પછી તેમને કોઇ જાતનો ડર અથવા મુંઝવણ રહી નહિ. તેથી હવે જ્ઞાતિ સુધારાનું કામ નિડરપણે અને વ્યવસ્થિત રીતે કરવું જોઇએ એવા વિચારોથી ઘાટકોપર–મુંબઇમાં જ્ઞાતિની ચળવળ બરોબર બંધારણપુર્વક થઇ શકે તેવા આશયથી જ્ઞાતિના સર્વે વર્ગનું( શુદ્ધિવાળા, સ્વામીનારાયણ સંપ્રદાયવાળા અને પીરાણા સતપંથવાળા વગેરે) "શ્રી કચ્છ કડવા પાટિદાર જ્ઞાતિ સુધારક યુવક મંડળ સ્થાપ્યું' તેમાં જ્ઞાતિના ઉત્સાહી અને નિડર યુવાન ભાઈઓનો સારો સાથ મળવા માંડયો અને તે મંડળ મારફતે વ્યવસ્થિત કાર્ય થવા માંડયું. એટલુંજ નહિ પણ દર અઠવાડિયે સભાઓ અને મીટિંગો ભરાવા લાગી. જ્ઞાતિ અને હિંદુ સનાતન ધર્મની દાઝ હ્રદયમાં ધરનારા સુધારક યુવાનો પણ નિડર બનીને મકકમ અને વ્યસ્થિત રીતે કાર્ય કરવાની હોંશ અને આવેશપુર્ણ ઉત્સાહથી નિડર શુરવીરોને શોભે તેવી રીતે જ્ઞાતિહિતનો પ્રચાર કરવા લાગ્યા અને જુદી જુદી સભાઓ અને મિટીંગોના રિપોર્ટો તથા પત્રિકાઓ છપાવીને બહાર પાડવા લાગ્યા તેનું શુભ પરિણા આવતું જોઇને દરેક લાગણીવશ જ્ઞાતિના ભાઇઓએ શુભેચ્છાપુર્વક શકિત પ્રમાણે સાથ આપવા માંડયો.

એવી રીતે દરરોજ નવા નવા પ્રોગ્રામો થવા માંડયા, અને તેમાં ઉત્સાહી યુવાનો ખુબ રસપુર્વક સાથ આપવા લાગ્યા અને યુવક મંડળના સેક્રેટરી ભાઇશ્રી રતનસિંહ

Shri Kachchh Kadva Patidar gnati Sudharak Yuvak Mandal, Ghatkopar

ખીમજી ખેતાણીએ ખુબ તન મનથી સુધારાના કામને ઉપાડી લીધું. અને મુંબઈમાં વછાતના માળામાં એક કાયદેસરની સભા બોલાવીને તેમાં જ્ઞાતિના આગેવાનોના જુલમી દોરની સામે ઠરાવો કરી સભામાં બહુમતિએ પસાર કરીને આગેવાનોના જુલમોનો વિરોધ કરી ઉઘાડા પાડયા અને જ્ઞાતિમાંથી પીરાણા સતપંથની જડ ઉખેડવાના પ્રયત્ન શરૂ કર્યા. તેનો વિગતવાર રિપોર્ટ ભાઈશ્રી રતનસિંહ ખીમજીના નામે છપાઈને સંવત ૧૯૭૪ માં બહાર પડયો છે. ત્યાર પછી બીજી કેટલીએ સભાઓમાં પ્રચાર થતો રહયો. એવી રીતે દિવસે દિવસે ·પ્રમજી ભાઈઓ તરફથી સારો ટેકો મળતો રહયો અને ત્યારપછી બીજી એક સભા ઘાટકોપરમાં યુવક મંડળને આશરે શેઠ હીરજી ગોવિંદજીની ચાલીમાં ગામ વિરાણીના આગેવાન પટેલ વાલજી શીવદાસના પ્રમુખપણા હેઠળ સંવત ૧૯૭૫ ના પોષ સુદ ૧૦ ને રવિવારે ભરવામાં આવી અને આ સભામાં ખુબ ઉત્સાહી વાતાવરણ વચ્ચે સારૂં પ્રચાર કાર્ય પણ થયું. ઘણા ભાઈઓએ સારા ઉમંગથી ભાગ લીધો, ઠરાવો થયા અને તેનો રિપોર્ટ પણ "શ્રી કચ્છ કડવા પાટિદાર જ્ઞાતિ સુધારક યુવક મંડળ" ઘાટકોપરના સેક્રેટરી ભાઈશ્રી રતનસિંહ ખીમજીના નામે છપાવીને બહાર પાડવામાં આવ્યો તે પછી છુટક છુટક સભાઓ તથા મીટિંગો થતી રહી અને સુધારાનો પ્રચાર ખુબ ઉત્સાહપુર્વક થવા લાગ્યો.

01-Aug-1918

11-Jan-1919

## યુવક મંડળની કચ્છમાં પ્રવૃત્તિ

Virani Yuvak Mandal Sthapna

ત્યારપછી યુવક મંડળના ઉત્સાહી કાર્યકારોના પ્રયાસથી ખાસ કરીને મંડળના સેક્રેટરી ભાઈ રતનસિંહ ખીમજીની પ્રેરણા તેમજ પ્રયાસથી કચ્છ વિરાણી ગામમાં એક યુવક મંડળ સ્થાપવામાં આવ્યું, અને તે મંડળ મારફતે ખુબ ઉત્સાહથી પ્રચાર થવા માંડયો સંવત ૧૯૭૬ના ચૈત્ર સુદ ૯ ને રવિવારે ગામ શ્રી વિરાણીના "કચ્છ કડવા પાટિદાર જ્ઞાતિ સુધારક યુવક મંડળ"ના આશરે એક સભા વિરાણીના આગેવાન પટેલ શ્રી લાલજી શિવજીના પ્રમુખપણા નીચે ભરી. તેમાં જ્ઞાતિના નીચ, નફ્ટ અને નાલાયક સેતાનોના સાશ્રિત આગેવાનોના કુકર્મોનો નિર્લજ પશુઓને પણ શરમાવે તેવો, કલંકિત ઇતિહાસ રજુ થયો જે શુરવીર, નીડર ભાઈશ્રી રતનસિંહ ખીમજીના હાથે છપાઈને પ્રસિધ્ધ થયો છે, તે વાંચી જવા જેવો છે. અને તે વાંચી જવાની જ્ઞાતિના નવયુવાનોની ફરજ છે. તેમાંથી પીરાણા સંતપંથને નામે આપણી કોમ ઉપર શાશા વિતકો નાંખવામાં આવ્યા છે તેની જાણ થશે.

28 Mar 1920

આગેવાનોનો કલંકિત ઇતિહાસ

સ્વર્ગસ્થ શ્રી નારાયણજીભાઇની જ્ઞાતિ સેવાની ધગશ, શકિત અને પ્રેમના સ્મરણો આવા કેટલાએ પ્રસંગો-સાથે જોડાયેલાં છે. પરદેશની અંદર તો પ્રચાર હંમેશાં થયાજ કરતો હતો પણ જ્યારે કચ્છમાં અને તે પણ

વિરાણી ગામમાં સભા થયેલી જોઈ ત્યારે દેશના અજ્ઞાન ભાઈઓ અને બહેનોને ખાત્રી થઇ કે જ્ઞાતિ સુધારક ભાઈઓ નિસ્વાર્થપણે અને ખરેખર જાનના જોખમે ઉત્સાહથી જ્ઞાતિસેવા કરી રહ્યા છે. તેથી તેમને તન મનથી ટેકો આપવાના નીર્ણયો થવા લાગ્યા અને ઘરેઘેર તેનો પ્રચાર થવા લાગ્યો. પરંતુ પીરાણાપંથી આગેવાન મનાતા નીચ સ્વાર્થી, શેતાનો પોતાના કુકર્મનો ઇતિહાસ છપાઇને પ્રસિધ્ધ થયા પછી સુધારકોના સંગઠન અને પ્રચારથી ડરવા લાગ્યા કારણ કે યુવક મંડળના સુધારક યુવાનોએ તેમની બધી પોલ જાણી લઇને પ્રસિધ્ધ કરેલાં કુકર્મોની શરમથી નાહિમત બની ગયા હતા. આમ આ હતાશ થયેલા આગેવાનોની સાન કંઇક ઠેકાણે આવવા લાગી.

## શ્રી કરાચી યુવકમંડળની સ્થાપના

ત્યારબાદ પરદેશમાં અને દેશમાં ખુબ પ્રચાર કાર્ય થવાથી કરાંચીના ઉત્સાહી યુવકો અને સુધારકોમાં પણ ઉત્સાહનો ઉદય થયો અને ત્યાં પણ એક "શ્રી કચ્છ કડવા પાટિદાર જ્ઞાતિ સુધારક યુવક મંડળ"ની સ્થાપના થઈ, તેમાં ખાસ લાગણીપુર્વક ઉત્સાહથી ભાગ લેનાર સ્વ મુરબ્બી નાનજી પચાણ નાકરાણી તથા ભાઇશ્રી વિશ્રામ પાંચા ગાંગાણી તથા ભાઇ રતનસિંહ શિવજી નાકરાણી વિગેરે ભાઈઓ ઉત્સાહ પુર્વક પ્રચારકાર્ય કરવા લાગ્યા, મોટી સભાઓ તથા નાની નાની મીટિંગો કરીને તેના રિપોર્ટ

૮

અને પત્રિકાઓ છપાવી પ્રચારને આગળને આગળ વધારવા લાગ્યા ઘાટકોપર તથા કચ્છ વિરાણી વિગેરે યુવક મંડળોના ગાઢ સંસર્ગમાં રહીને વિચારોની આપલે કરવા માંડયા, આમ થોડો વખત ચાલ્યા પછી કરાંચી મંડળના આગેવાન ભાઈઓને લાગ્યું કે આપણા કામને જોવા અને તેમાં ન્યુનતા હોય તો ટાળવા માટે મુરબ્બી નારાયણજી ભાઈને બોલાવવાની જરૂર છે. આથી એ સર્વ ઉત્સાહી ભાઈઓએ નારાયણજીભાઈને કરાંચીની મુલાકાતે આવવાનું આમંત્રણ મોકલ્યું. જ્ઞાતિની સેવા એતો સ્વ. નારાયણજીભાઈનો જીવનમંત્ર હતો. એથી તેમણે તરતજ આમંત્રણનો સ્વીકાર કર્યો અને ઘાટકોપર યુવકમંડળના સેક્રેટરી ભાઈ રતનસિંહને સાથે લઈને કરાંચીની મુલાકાતે ગયા. ત્યાં તેમનો બન્નેનો સારા ઉત્સાહ અને પ્રેમથી કરાંચીવાસી સુધારક ભાઈઓએ આદર કર્યો. સ્વ. નારાયણજીભાઈ ઘણા દિવસોના અંતરે મળેલા હોઈ કરાંચીના ઉત્સાહી કાર્યકર્તાઓએ કરાંચીની હીલચાલ અને સ્થિતિથી આ બન્ને ભાઈઓને વાકેફ કર્યા. કરાંચીવાસી ભાઈઓનો ઉત્સાહ અને પ્રેમ જાગી જ્ઞાતિ સુધારાનું કામ વ્યવસ્થિત અને કાયદેસર પ્રચાર પામે તેવા હેતુથી સ્વર્ગસ્થ નારાયણજીભાઈએ તેમનામાં જ્ઞાતિની એક સમગ્ર મોટી પરિષદ ભરવાની ઉત્કંઠા ઉભી કરી. અને તેથી કરાંચીવાસી ભાઈઓ ઘણા આનંદ પામ્યા. તેમણે પોતાને આંગણે પરિષદ ભરવાનું આમંત્રણ આપ્યું. આ પહેલી મહાન પરિષદ કરાચીમાંજ

ભરવાની તેમની ઇચ્છા હતી, કારણકે કરાંચીમાં કચ્છની પાટિદાર જ્ઞાતિનો કેળવાયલો અને ઘણો મોટો ભાગ વસે છે માટે બીજા કોઇ ઠેકાણા કરતાં કરાંચીમાંજ તે ઠીક પડશે, એવી સૌની માન્યતા હતી. અને એવા હેતુ સરજ કરાંચીમાં પહેલી પરિષદ ભરવાનું નકકી થયું. પરિષદનો યોગ્ય સુકાની શોધી કાઢવાનું કામ સ્વ. નારાયણજીભાઇને સોંપીને કરાંચીવાસી ભાઇઓ પોતાના બીજા કાર્યોમાં પરોવાયા તેની સાથે સાથે પરિષદની પણ તૈયારીઓ કરવા માંડયા.

### પરિષદના કાર્યની શરૂઆત

સ્વ૦ નારાયણજીભાઇ તથા રતનસિંહભાઇ મુંબઇ આવીને પોતાને સોંપાયલા કાર્યની તજવીજમાં પડયા. ખુબ વિચાર અને મનન કર્યા પછી ઘાટકોપરમાં રહેતા કચ્છ માનકુવાવાળા ભાઇશ્રી રાજારામ શામજી ધોળુના ઉપર પહેલી પરિષદના પ્રમુખ તરીકેની પસંદગી ઉતરી. અને કરાંચીના યુવક મંડળના કાર્યવાહકોને તે વાતની જાણ કરવામાં આવી. તે ઉપરથી કરાંચી યુવક મંડળના ઉત્સાહી કાર્યકરોએ પોતાની લાગવગ અને પૈસાના બહોળા ખર્ચે પરિષદની તમામ તૈયારીઓ કરવા માંડી. થોડાજ દિવસોમાં નિયત કરેલો સમય આવી ઉભો રહયો અને "શ્રી કચ્છ કડવા પાટિદાર જ્ઞાતિ સુધારક યુવક મંડળના" ઉત્સાહી કાર્યવાહકોની તનતોડ મહેનતના પરિણામે પરિષદ

દેવીની પધરામણી થઈ. ખુબ ધામધુમથી પરિષદના પ્રમુખ-શ્રીનું સુંદર સ્વાગત કરવામા આવ્યું અને જ્ઞાતિના હજારો ભાઈ બહેનોની હાજરીમાં પરિષદના કાર્યની શરૂઆત થઈ. તે જોઇ જ્ઞાતિના પીરાણા સતપંથી ભાઈઓ થંભી ગયા. મનમાં નાના બેઠા હતા કે ઠોલીયા ભેગા થઈને પીરણા ધર્મની નિંદા કરશે અને આગેવાનોને ગાળો દેશે, માટે આપણે કોઇએ તેમનું ભાષણ સાંભળવું નહિ. પણ પરિષદની શરૂઆત થતાંજ અન્ય હિન્દુ જનસમાજના સદગૃહસ્થોનો સંપુર્ણ સહકાર જોઇ તે ભાઈઓને ખાત્રી થઈ કે આપણો વિરોધ્ધ અહિં કાંઇ કામ લાગે તેમ નથી. તો પણ તેમનાથી જેટલી બની શકી તેટલી સીધી કે આડકતરી લાગવગ ઢીલા-પોચા મનના સુધારક ભાઈઓ સુધી તો પહોંચાડી શકયાજ.

પીરાણા સતપંથ ધર્મના પ્રતાપે જ્ઞાતિની થયેલી અધોગતિની અધમ દશાનો વિચાર કરવા અને ધાર્મિક તેમજ સામાજિક અને નૈતિક રિવાજોનું પરિવર્તન કરવાની ધગશવાળા જ્ઞાતિના મુળ સુધારક શ્રી. નારાયણજીભાઈના એવા શુભ મનોરથો હતા કે જ્ઞાતિના હિતાહિતના સર્વ વિષયો ચર્ચા ઉચ્ચ આદર્શોનો પ્રચાર કરવો. પરંતુ એમની એ અભિલાષાઓ ઉપર છેવટની ઘડીયે વજ્રસમો કારી ઘા થયો. કારણ કે પરિષદના પ્રમુખ મહાશયના ઢચુપચુ મન ઉપર પીરાણા સતપંથી રૂઢીચુસ્ત જડસુઓની લાગવગ

પહોંચી શકી. અને તેથી ડરોને કે પછી આત્મબળના અભાવે જ્ઞાતિ સુધારક ભાઈઓને પ્રમુખશ્રી તરફથી ઓર્ડર થયો કે "પરિષદની આ પહેલી બેઠકમાં ખુલ્લી રીતે પીરાણા સતપંથ ધર્મ અને જ્ઞાતિના નીચ જુલમી આગેવાનો વિરૂધ્ધના કોઇ પણ ઠરાવ લાવવા નહિ અને તે વિષે એક પણ શબ્દ બોલવો નહિ" પત્યું આવી જાતના એકાએક પરિવર્તનથી સ્વ૦ નારાયણજીભાઈના અંતઃકરણને આઘાત થયો. મનમાં ધારેલી સર્વ ધારણાઓ અને મનોરથો ઉપર ઠંડું પાણી રેડાઈ ગયું. જો કે પરિષદ એકંદર ઉપરથી સારી દેખાઇ પણ કાર્યસિધ્ધિમાં નિષ્ફળ પુરવાર થઇ. ચાર દિવસનો લ્હાવો લઇ પરિષદ પુર્ણ થઇ. તેનો સવિસ્તર અહેવાલ પરિષદના રિપોર્ટમાં છે. આ રિપોર્ટ "શ્રી કરાચી કચ્છ કડવા પાટિદાર જ્ઞાતિ સુધારક યુવક મંડળ"ના સેક્રેટરી ભાઈ શિવજી કાનજી પારસીયાના નામે છપાઇને પ્રસિધ્ધ થયો છે.

## પરિષદ બીજી

આ પરિષદનો કાર્યક્રમ પુરો થયા પછી પણ જ્ઞાતિ-સુધારકોના મનમાં જરા જેટલીએ નિરાશા આવી નહિં. અને બીજી પરિષદ હવે દેશમાં ભરવાના પ્રયત્નો કરવા લાગ્યા. તેના માટે સર્વ તૈયારીઓ કરી રાખી પરંતુ ઇશ્વર ઇચ્છા બળવાન હોવાથી કેટલાક સંજોગોના બળે

તે કામ દેશમાં નહિં પણ ફરી પાછું કરાંચીમાંજ કરવાનું કેટલાક આગેવાન સુધારકોને યોગ્ય લાગ્યું. તેથી બીજી પરિષદને પણ કરાંચીમાંજ ભરવાનો નીર્ણય થયો બીજી પરિષદને સફળ કરવા માટે કરાંચીના ઉત્સાહી આગેવાન સુધારકોને આ વખતે ખુબ ચીવટ પણે કામ લેવું પડશે એમ પહેલી પરિષદના કડવા અનુભવ ઉપરથી સમજાયું હતું. હવે તો પરિષદના સુકાનો તરીકે કોઈ નીડર, આત્મબળવાળા, પીરાણા સતપંથ કે કચ્છના જુલમી આગેવાનોની લાગવગનો ભોગ ન થઈ શકે એવાનીજ ખાસ જરૂર હતી. તેથી બીજા કોઇના ભરોસે ન રહેતાં પોતેજ તેની તજવીજ કરવા લાગ્યા ખુબ વિચાર મન્થન પછી ગામશ્રી નખત્રાણા વાળા જખુઆણી માવજી પુંજા ઉપર બીજી પરિષદના પ્રમુખ તરીકેની પસંદગી ઉતરી. આ વાતની ઘાટકોપર કાગળ લખી જાણ કરવામાં આવી, અને સર્વાનુમતિએ તેમની પસંદગી થઈ. હવે કરાંચી નિવાસી, જ્ઞાતિ સુધારક ભાઇઓ સ્વ. સુરજી નાનજી પચાણ નાકરાણી તથા વિશ્રામ પાંચા ગાંગાણી તથા રતનસિંહ શિવજી નાકરાણી તથા શિવજી કાનજી પારસીયા તથા સ્વાગત સમિતિના પ્રમુખ સ્વ. ખેતાભાઈ ડોસા પોકાર વિગેરે ભાઈઓ ખુબ ખંતથી નિડરપણે ઉત્સાહભરી અભિલાષાઓથી બીજી પરિષદને સફળ કરવાના સઘળા મનોરથો સેવી રહેલા એ શુરવીર ભાઈઓએ તન,મન અને ધનના અથાગ ભોગે સ્વજ્ઞાતિમાં પ્રવર્તિ રહેલા

અધર્મયુકત રિવાજો અને પાપયુકત પીરાણા સતપંથ ધર્મની જડ દૂર કરવા, ભગીરથ સાહસ કાર્યને સંપુર્ણ કરવાના કોડે રાત દિવસના ઉજાગરાઓ વેઠી મહાન પરિશ્રમ ઉઠાવી ચળવળ ચાલુ રાખી હતી.

પરિષદના કાર્યની સિંધ હૈદરાબાદ, સિદ્ધાતપુર, કચ્છ, મુંબઇ–ઘાટકોપર વગેરે દેશાવરોમાં ખુબ પ્રચાર કાર્યથી જાહેરાત કરી અને તેનો તારીખો લખી જણાવી. હતી. ઇ. સ. ૧૯૨૨ ના અકટોબર માસમાં પરિષદ બોલાવવાની ખબરો પહોંચાડી હતી તેથી ત્યાંના દરેક જ્ઞાતિભાઇઓએ ઉત્સાહપુર્વક ખરા હૃદયથી સાથ આપવાને અને પરિષદના કાર્યને સફળ કરવા માટે કરાચી પધારી જ્ઞાતિસુધારાના મહાયજ્ઞમાં ભાગ લઇને પીરાણા સતપંથનું કાળું કલંક જેમ બને તેમ જલદી ધોઈ નાંખી સાથે સાથે જ્ઞાતિના જુલ્મી આગેવાનોના સ્વાર્થી કુકર્મોનો કાળો ઇતિહાસ ઉઘાડવા રચનાત્મક કાર્યક્રમની જોરદાર યોજના તૈયાર કરી, અને એ યોજના પરિષદના સુકાનીઓ આગળ ધરી, પરિષદે તેને વહેવારૂ સ્વરૂપ આપવા આગ્રહભરી સુચનાઓ સાથે સખત તાકીદ કરી, અને જ્ઞાતિના નિડર ઉત્સાહી કર્મવીર ૭૨ ભાઈઓની એક વગદાર સબજેકટ કમિટિ નીમી. પરિષદની ખુલ્લી બેઠકમાં હજારો ભાઇબહેનોની હાજરીમાં ખુબ ઉત્સાહભર્યા વાતાવરણની વચ્ચે સબજેકટ કમિટિએ

realpatidar.com

જ્ઞાતિ પરિષદમાં
પીરાણા સતપંથ
વિરુધનો પસાર થયલો



લાંબી ચર્ચા પછી બહુમતિએ પાસ કરી, ને નકકી કરેલા ઠરાવોની ચર્ચા કરી તે ઠરાવોમાંનો બીજો ઠરાવ નીચે પ્રમાણે હતો.

આ પરિષદ, મહારાવ નામદારના મુબારક લક્ષ ઉપર નીચેની બાબતો મુકી દાદ માગે છે કે:—

"આ દેશના જુદા જુદા ભાગોમાં અમારી જ્ઞાતિ વિસ્તરેલી છે, જે પૈકીનો અમારો એક ભાગ કચ્છ દેશમાં નામદાર મહારાવશ્રીના શિતળ છત્ર નીચે રહે છે અને દેશ પરદેશમાં મજુરી જેવો ધંધો કરવાની સ્થિતિમાં આવી ગઈ છે તેમ છતાં અમારો જ્ઞાતિના નીચે ‸ણાવેલા આગેવાનો અમારી કોમ ઉપર પોતાનો વહોવટ અધર્મ અને અન્યાયી રીતે ચલાવે છે, અને દંડ કરીને હજારો કોરીઓ ખાઇ જાય છે, તે ઉપરાંત ન હિન્દુ ન મુસલમાન એવા પીરાણા કબ્રસ્તાની પંથમાં પોતાના સ્વાર્થની ખાતર અમારી જ્ઞાતિને ડુબતી રાખી જેમ રાજ્યભાગ લેવાય છે તેમ પીરાણાના લાગા તરીકે અમારી પાસેથી ઉત્પન્નનો દશમો ભાગ લે છે. અને તેનો કેવો ઉપયોગ થાય છે તે કોઇને જણાવતા નથી, દર વર્ષે એ પ્રકારે લાખો કોરીઓ ઉઘરાવવાની ખાતર અમારી કડવા પાટિદાર કોમને પીરાણાના અધર્મયુકત પંથમાં ડુબતી રાખવાનો દોર ચલાવી રહયા છે. તેમાંથી મુકત થઇ હિંદુ ધર્મને અનુસરી ચાલનાર જ્ઞાતિ-

વર્ગને નાતબહાર કરી તેમના ઉપર અનેક પ્રકારના સીતમો ગુજારે છે, તેમના તરફથી થતા જુલમ અને ત્રાસ માટે ખુલાસા પુછનાર અથવા તેમને મહારાવશ્રીની અદાલતમાં ન્યાય લેવા આવનારને નાત બહાર કરે છે. અને સગાં કુટુંબી જનોથી વિખુટા પાડી દેવાનો અસહ્ય ત્રાસ વર્તાવે છે. જેથી આપ નામદારના શિતળ છત્ર નીચે ખેતી અને મજુરી કરી ગુજરાન ચલાવનારી અમારી જ્ઞાતિ પોતાનીજ જ્ઞાતિના જુલ્મી આગેવાનોના જુલમથી દબાઈને ગુલામી હાલત ભોગવે છે, એટલા માટે આપ નામદાર શ્રી, નીચે જણાવેલા આગેવાનોને તાકીદ આપવાનો હુકમ કરશો કે જ્યાં સૂધી કચ્છ દેશની સમગ્ર જ્ઞાતિ એકત્ર મળી ઠરાવ કરે નહિં ત્યાં સુધી પીરાણાના બહાને કોઈ પણ જાતની દશોંદ કે વિશોંદ જેવા લાગા ઉઘરાવે નહિ, અને અદાલતમાં ઈન્સાફ માગવા આવનાર ઉપર તેમજ શુધ્ધ હિન્દુ ધર્મને અનુસરીને ચાલનાર કોઈપણ જ્ઞાતિજનને કોઈપણ પ્રકારની સીધી કે આડકતરી પણ કનડગત ઊભી કરે નહિં."

વધુમાં પરિષદે બહુમતીથી ઠરાવ્યું અને બહાર પાડયું કે:

પીરાણા સતપંથને સ્વીકારી દેશ, જ્ઞાતિ, કુટુંબ, ગામ, ઘર, માલમિલકત, ધર્મ કર્મ અને છેવટે જાત ખોઇ બેઠેલી કણબી જ્ઞાતિને નિરક્ષર રાખવાની પીરાણા સતપંથના સંચાલકોએ સેવેલી કાળજીના પરિણામે ઉભી થયેલી કણબી

૯

ઉભી થયેલી કણબી ક્ષત્રિય જ્ઞાતિની અતોભ્રષ્ટ તતો ભ્રષ્ટ સ્થિતિ, અને અન્ય ભાઇબંધ હિન્દુ જ્ઞાતિઓથી અલગ કરાવી મુકવાની સૈયદો અને તેના એજન્ટો કાકાઓની પ્રપંચયુક્ત નીચ યુક્તિઓથી થયેલી જ્ઞાતિની અધોગતિનો તાદશ્ય ચિતાર રજુ કરવામાં આવ્યો હતો.

ઉપરાંત બાળલગ્ન જેવા હાસ્યાસ્પદ રિવાજોના કારણરૂપ બારે વર્ષે એકજ તિથિએ અને એકજ....ટાઈમે એક સામટા લગ્ન કરવાના રિવાજથી જ્ઞાતિને થતા ગેરલાભો અને ભાવિ-પ્રજાની થતી અધોગતિ સાથે માબાપોની ઉદ્દભવતી પાયમાલી અને તેમાંથી ઉભાં થતા કજોડાં અને ભાંગતોડ જેવી વિપતિ-ઓ અને છેવટે છુટાછેડા જેવા અધમ રિવાજો જ્ઞાતિના ગરીબ ભાઇ ભાંડુઓની પાયમાલી કરી રહેલ છે અને આ રિવાજની સાથે જ્ઞાતિના નીચ સ્વાર્થી આગેવાનોને ચરી ખાવાની સગવડો ક્યાં અને કેવી રીતે સમાયેલી છે તે સર્વ હકીકત સવિસ્તાર ખુલ્લી પાડીને જ્ઞાતિના અજ્ઞાન ભાઇઓને સમજાવવાનો મહાન ઉપકાર ઠરાવો દ્વારા કર્યો હતો. તે સિવાય મરણ પછાળના ગજા ઉપરાંતના ખરચા કરવાથી ગરીબ ભાઈ ભાંડુઓની થતી પાય-માલી અને કરજ (દેવાદારી) અને શાહુકારોના અસહ્ય ત્રાસની સાથે માલમિલકત હરરાજી સાથે આબરૂની હાનિથી થતી ખરાબીઓ વિગેરે બાબતોની ઝીણવટ ભરી સમજુતિથી જ્ઞાતિભાઇઓમાં આવેલો ઉત્સાહ, જુવાળ અને જાગૃતિ વગેરે હકીકતોથી જ્ઞાતિના સમજુવર્ગના માણસો તરફથી સુધારાના

કાર્યો પ્રત્યે સહાનુભૂતી સાથે સક્રિય સાથ મળવા લાગ્યો, એવી રીતે પરિષદની વ્યવહારિક કાર્યવાહી અમલમાં મૂકાયેલી જોઇ સ્વ. નારાયણજીભાઈના અંતરઆત્મામાં કંઇક અલૌકિક લાગણીઓ પ્રગટ થઇ. અને ઘણા લાંબા સમયથી મનમાં અધુરા રહેલા મનોરથો પરિષદો દ્વારા સિદ્ધ થતા જોઇ, પોતે આદરેલા સુધારાના આદેશોને નિશ્ચય સહિત અમલમાં આવતા જોઇ પ્રફુલિત હૃદયે કરાંચીથી વિદાય લઇ ઘાટકોપર યુવક મંડળના ભાઇઓ સાથે મુંબઇ આવવા રવાના થયા.

## શુદ્ધિ પ્રકરણની શુભ શરૂઆત

કરાંચીની બીજી પરિષદની કાર્યની સફળતાનો સાક્ષાત્કાર થવાનો સમય આવ્યો. કચ્છ દયાપુર નિવાસી ભાઇઓ સિંધમાં ધંધાર્થે ગયેલા, ભાઇ કાનજી કેશરા મુખી તથા નારાયણ રૈયા લીંબાણી વિગેરે ભાઇઓ ત્યાંથી કરાંચીની બીજી પરિષદમાં પધારેલા અને ત્યાં તેમના હૃદય ઉપર પડેલી પરિષદના કાર્યની છાપના પ્રતાપે પીરાણા સતપંથધર્મના ઉપર મનમાં આવેલા તિરસ્કારથી અને પોતાના મનની શંકાઓનું સમાધાન થવાથી પીરાણા સતપંથધર્મને છોડીખરો હિંદુ સનાતન ધર્મ અંગિકાર કરવાની જીજ્ઞાસા ઉત્પન્ન થઇ. તેથી ગામશ્રી દયાપુરમાં પોતાના કુટુંબી ભાઇઓ સંબંધીઓ, સગાંઓ વગેરે સાથે મળી દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરાવીને પાવન થવાનો પોતાનો સંકલ્પ શ્રી. નારાયણજીભાઇને ઘાટકોપરમાં જણાવ્યો, અને સાથે એમ પણ કહ્યું કે અમારી સાથે તમો કચ્છમાં અમારા

ગામ દયાપુરમાં આવો તો અમો ઘણા ભાઇઓ કુટુંબ સહિત દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરાવવાની ઉત્કંઠા ધરાવીએ છીએ. ત્યારે શ્રી. નારાયણજીભાઇએ તેમને વચન આપ્યું કે અમો થોડાજ વખતમાં દેશમાં આવવાના છીએ, ત્યારે તમારે ત્યાં જરૂર આવશું. તમો ખુશીથી બોલાવજો. મુંબઇથી દેશમાં આવ્યા બાદ થોડાજ દિવસોના અંતરે દયાપુર નિવાસી ભાઇઓ સ્વ. નારાયણજીભાઇને બોલાવવા માટે વિરાણી આવ્યા. તે ઉપરથી "શ્રી કચ્છ કડવા પાટિદાર જ્ઞાતિ સુધારક યુવક મંડળ" ના ઉત્સાહી કાર્યકર્તા ભાઇઓ દયાપુર ગયા, ત્યાં તેમનો દયાપુર-નિવાસી ભાઇઓએ સારો સ્નેહપૂર્વક સત્કાર કર્યો અને પોતે દેહશુધ્ધિ પ્રાયશ્ચિત કરાવવાના છે એમ જણાવ્યું. આ વખતે સ્વ. નારાયણજીભાઇએ દયાપુરનિવાસી ભાઇઓ તથા બહેનોની હાજરીમાં ભાવિ આપત્તિઓની સમજ પાડીને કહ્યું કે– "જો તમારામાં સર્વ સંકટો સહન કરવાની પૂર્ણ શકિત હશે તોજ આવું મહાન કાર્ય કરી શકશો. નહિંતો હમણાં થોડા દિવસ રહીને પછીથી તેમ કરજો." આ બધી વાતો સમજાવ્યા પછી પણ જ્યારે તેમણે ત્યાં હાજર રહેલા સર્વ ભાઈ બહેનોનો મકકમ–અડગ નિર્ધાર જોયો અને તેમાં ખાસ દયાપુરનિવાસી બહેનોની ધર્મ તરફ ભકિત અને દૃઢતા જોઇ ત્યારે હિંમત અને હૃદય શકિતના પ્રભાવો આગળ ગમે તેવાં સંકટો પણ હતાશ થઇ જાય છે. એ સિધ્ધાંતમાં માનનાર સ્વ. નારાયણજી-ભાઇને દયાપુરવાસી ભાઇઓના ધર્મપ્રેમ માટે પૂર્ણ ખાત્રી

21 May 1923



થઇ. તેથી સંવત ૧૯૭૯ ના પ્રથમ જેઠ સુદ ૫ નાં માંગલિક પ્રભાતે શ્રી. ગઢશીશાનિવાસી પંડિત શ્રી. પારાશર શર્માના હાથે અસાધારણ ધામધુમથી, વૈદિકવિધિએ, દેહશુધ્ધિ પ્રાયશ્ચિત કરાવીને ૧૬૩) એકસો ત્રેશઠ ભાઈબહેનોનો સમુદાય પરમ પવિત્ર સનાતન વૈદિક ધર્મનો અંગિકાર કરી શુદ્ધ થયો. આ શુભ સમારંભમાં ઘણા વિદ્વાન બ્રાહ્મણો સાથ આપવા પધાર્યા હતા. તદુપરાંત શ્રી. માતાજીના મઢવાળા સનાતન ધર્માગ્રહી રા. રા. જટાશંકર કાળીદાસ તથા, લખપત બંદરના રા. રા. વહીવટદાર સાહેબ તથા ફોજદાર સાહેબ વગેરે આસપાસના ગામોના હિંદુ જાતીના કેટલાક સંભાવિત ગૃહસ્થો તથા સ્વજ્ઞાતિના સેંકડો ભાઇ બહેનોએ ઉમળકા-પૂર્વક ભાગ લીધો હતો. આ ઇતિહાસિક પ્રસંગના તાજા શુભ સમાચાર લઇને શ્રી. નારાયણજીભાઈ, અન્ય કાર્યકર્તા ભાઈઓ સાથે મુંબઇ આવ્યા.

## ઘાટકોપરમાં શુદ્ધિનો પડઘો

કચ્છ દેશમાં દુર્લભ મનાતા પ્રસંગની–દયાપુરનિવાસી દેવાંશી વીરહુદુંઓએ વૈદિક ધર્મની દિક્ષા લઇને દેવ બનેલા પવિત્ર આત્માઓની વીરતાભરી–વાતો ઘાટકોપરમાં મળેલી સં. ૧૯૭૯ના અષાઢ સુદ ૨ને દિવસે શ્રી કચ્છ કડવા પાટિદાર જ્ઞાતિ સુધારક યુવક મંડળની–સભામાં દયાપુરના શુદ્ધિ પ્રક-રણની ચર્ચા થઇ, ત્યારે ત્યાં હાજર રહેલા ઘાટકોપરવાસી ભાઈ

16 Jul 1923

બહેનોએ કે જેઓ સર્વ પ્રદેશમાં વસનારાં અને ધર્મભાવના વધારે સમજવાનો દાવો કરનારાં હતાં તેઓ હજુ વિચારમાંજ ગોથાં ખાયા કરતાં હતાં અને પ્રમાદ સેવી રહયાં હતા, અને જુદીજુદી જાતના તર્કવિતર્કો કરીને અનુકુળ સમયની રાહ જોઈ રહયાં હતા ત્યારે આ કચ્છ દેશના છેક પશ્ચિમ છેડે જ્ઞાતિના ક્રુર આગેવાનોના જુલમી વાતાવરણમાં ધાર્મિક પરતંત્રતા ભોગવતા, કોઇપણ જાતની ધાર્મિક કેળવણી કે પ્રચાર વગર પહેલ કરનાર વીરપુરૂષો અને વીરાંગનાઓનાં વૃતાંતો સાંભળીને તેમને અત્યંત શરમ થઇ, અને ઘાટકોપર નિવાસી યુવક મંડળ સમક્ષ પોતાંને જ્ઞાતિ સુધારક તરીકે ઓળખાવતા ભાઇઓને વાયદાઓ કરવાનો હવે અવકાશ રહયો નથી એમ લાગવાથી બીજેજ દિવસે દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરાવવાનું નક્કી કરીને સભા સમાપ્ત થઇ.

બીજે દિવસે એટલે સંવત ૧૯૭૯ ના અષાડ સુદ ૩ ને સોમવારે ઘાટકોપર મધ્યે શેઠ ઉમરશી રાયશીના બંગલાના કમ્પાઉન્ડમાં હળવદ નિવાસી શુકલ છગનલાલ કાનજીના શુભ હસ્તે (૩૫) પાંત્રીસ ભાઇ બહેનો વૈદિક વિધિએ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરી પાવન થયાં. આવી રીતે પ્રાયશ્ચિત વિધિનું કામ ખુબ જોરશોરથી ચાલી રહયું હતું, અને એક બાજુ કચ્છ દેશમાં લગ્ન ગાળાનો પ્રસંગ હમણાંજ પૂરો થયો હતો તેમાં સુધારક ભાઈઓના છોકરા છોકરીઓનાં સગપણોનો મુકછાંડની ઘણી અટપટી બાબતો જ્ઞાતિના કહેવાતા જુલ્મી આગેવાનોની

16 Jul 1923

પ્રેરણાથી થઇ ગઈ હતી. તથા ખુદ પીરાણામાં કાકાઓ તથા સૈયદોની હક્ક સંબંધીની તકરારે પણ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું હતું. તેનો પુણગો કોરટે ગયો હતો અને તેમાં સૈયદોના હક્ક સંબંધીમાં ઘણાજ અટપટા સવાલો ઉભા થયા હતા, તેનો લવાદ (સાક્ષીઓ) મારફતેની તપાસ માટે અમદાવાદ કોર્ટનાં કમીશન કચ્છ નખત્રાણા કોર્ટમાં આવેલ એ સમયે પીરાણા સતપંથ ધર્મના સ્થંભરૂપ ખાનાના મુખીઓ અને આગેવાનોની સાક્ષીઓ લેવાઈ. તેમાં ઘણુંજ જાણવા જોગ સાહિત્ય મળ્યું. તેના ઇતિહાસિક દાખલાઓ, અને પૂરાવાઓની ખાસ નોંધ કરવા યોગ્ય કેટલીક બાજી માહિતી "એક પ્રાસ્તાવિક નિબંધ" નામની પુસ્તીકા રૂપે છપાઇને સ્વ. શ્રી. નારાયણજીભાઇના નામે પ્રસિદ્ધ થઇ છે. તે જાણવા જેવી હકીકત પૂરી પાડે છે. તે સિવાય ખાસ મહત્વની બાબતતો પીરાણા સતપંથ ધર્મ–એ મુસલમાની ધર્મ છે તેને જો હિંદુ ધર્મ છે એમ તે વખતના મુજાવર કાકા લક્ષ્મણ કરમસી પુરવાર કરી આપે તો રૂા.૧૦૦૦૦) અંકે દસહજાર રોકડા આપવાની નીચે પ્રમાણે ખુલી ચેલેંજ સ્વર્ગસ્થે કરેલી.

"એક પ્રાસ્તાવિક

## લક્ષ્મણ કાકાને ચેલેંજ.

લક્ષ્મણ કાકાને હું નીચે પ્રમાણે ચેલેંજ કરૂં છું.

(૧) તમે જન્મ વખતે કદાચ કડવા પાટિદાર હશો પણ હવે કણબીકે પાટિદારની જ્ઞાતમાંથી વટલીને ઉતરી

ગયેલા છો. મુમના સિવાયના કચ્છકે ગુજરાતના કણબીઓ તમને કોઇ દિવસ સાથે બેસાડી જમાડેજ નહિ. એટલે તમારા કહેવા પ્રમાણે તમે કડવા,લેવા કણબી હવે રહયા નથો.

(૨) પીરાણા સતપંથ ધર્મ એ હિંદુ ધર્મ નથો. હિંદુ ધર્મની અનેક શાખાઓ છે, તેના ધર્મગુરૂઓ પણ છે, અને તે કોઇ ઈમામશાહે ચલાવેલા તમારા પંથને હિંદુ ધર્મ તરીકે સ્વીકારતાજ નથા.

(૩) જે કણબાઓને તમારા ઈમામી મિશનની પૂરેપૂરી માહિતી નથો તેમને તમે પીરાણા સતપંથએ હિંદુ ધર્મ છે એમ ખોટી રીતે મનાવો છો, અને કચ્છના અમારા જ્ઞાતિભાઇઓના પૈસાનો એ મુમના પંથમાં ઉપયોગ કરો છો તે ઘણી વખત તમારૂં કાકાપણું ટકાવી રાખવા અને કચ્છના કણબીઓને મુમના બનાવવા અને મુસલમાની રાહ ઉપર લઇ જવા અત્યાર સુધી વાપરતા આવ્યો છો.

(૪) ઉપર જણાવેલા ત્રણે આક્ષેપ તદન જુઠા છે એવું તમે કોર્ટ મારફત અથવા સનાતન હિંદુ ધર્મના આચાર્યો મારફતે એટલે હિંદુધર્મ શાસ્ત્રની રાહે સાબિત કરી આપો તો હું રૂા. ૧૦૦૦૦) અંકે દશ-હજાર આપવાને તૈયાર છું, અને એ વાત તમે જો ન સાબિત કરી શકો તો રૂા. ૧૦૦૦૦) દશ હજાર

તમારે મને આપવા માટેની જવાબદારી માથે સ્વિકારવી જોઇએ. નહિતો હવે પછી ઉપર જણાવેલા આક્ષેપો તમને કબુલ છે. એમ અમારા સુધારકો અને અમારૂં મંડળ માનતું આવ્યું છે, તે વાત તમને જાહેર રીતે માન્ય છે એમ દરેક જણને માનવાનું ચોકકસ થઇ જશે. આ ચેલેંજનો જવાબ આ નિબંધ તમને પહોંચ્યા પછી એક મહિના સુધીમાં આપવાની તમને છુટ છે."

આજ દિવસ સુધી ઉપરોકત ચેલેંજનો ખરા ખોટા-પણાનો કોઇ જવાબ કાકા અથવા પીરાણાના કબ્રપરસ્તાનમાંથી હરિવંશના હોંશિલા સૈયદો આપવાને બહાર પડયા નથી ખરૂં હોય તોજ જવાબ આપવાની હિમ્મત કરે ને? તદન જુઠું; હજારવાર જુઠું.

આવી અનેક માહિતીઓ આપણે માટે ઇતિહાસિક ગણી શકાય. એવી માહિતીઓ "એક પ્રસ્તાવિક નિબંધ."ની પુસ્તીકામાં છપાઇને પ્રગટ થઈ છે. આજના યુવાનોને એક વાર એ પુસ્તીકા વાંચી જવા મારી નમ્ર વિનંતિ છે. એનું વાંચન યુવાનોને આજે પોતાના કાર્યમાં ઘણું મદદરૂપ બનશે.

### કચ્છ પાનેલીમાં શુદ્ધિ

19 Oct 1923

સંવત ૧૯૭૯ના આસો સુદ ૧૦ (કચ્છી સંવત ૧૯૮૦ના) વિજયા દશમીના દિવસે કચ્છમાં પાનેલી મુકામે સોળ કુટુંબો-

૧૦

એ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરાવ્યું. તે ફક્ત દયાપુરવાળા ભાઇ બહેનોની પ્રેરણાને જ આભારી હતું. સુધારાવાળા સર્વ ભાઈઓ જ્યારે પરદેશમાં હતા ત્યારે તેમની ગેરહાજરીમાં આવા શુભ કાર્યને આગળ વધારવાનો યશ દયાપુરવાસી ભાઈઓ અને બાઇઓને જ ઘટે છે. તે કાર્ય માતાજીના મઠ-વાળા રા. રા. જટાશંકર કાલિદાસની હાજરીમાં વિદ્વાન બ્રાહ્મણ શ્રી. મણિશંકર અંબારામ ત્રવાડીના શુભ હસ્તે થયું હતું. તેમાં ૬૭ ભાઇ બહેનો પવિત્ર વૈદિક ધર્મનો અંગીકાર કરી પાવન થયાં હતાં. તેઓનાં નામો સાથેની વિગતવાર હકિકત નિબંધમાં છપાઇ બહાર પડી છે. શ્રી. પાનેલીવાળા ભાઇઓ અને બાઇઓએ તો ઘણું સરસ કામ કરી બતાવ્યું હતું. પાનેલી ગામના મુખી (પટેલ) અને ખાનાના ખેરખા ખેતા-ભાઇની ખુબ ખટપટ તથા જુલ્મ સામે દૃઢતાપૂર્વક ટકી રહીને જે વીરતા પાનેલીવાસી સુધારકોએ બતાવી છે એ અનેરા પ્રસંગોની વિગતો સૌ ભાઈ બહેનોએ એક વખત વાંચી જવી જોઇએ.

ત્યારે પછી થોડા જ દિવસો બાદ એટલે સંવત ૧૯૮૦ના કારતક સુદ ૨ ને શનિવારે ગામ શ્રી રવાપુર કચ્છ મધ્યે બે કુટુંબોએ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત મહારાજ શ્રી પંડીત જોષી નારાયણજી ગોકળજીના શુભ હસ્તે કરાવી ને પવિત્ર થઇ સના-તન ધર્મનો સ્વિકાર કર્યો. આ બનાવના બીજે જ દિવસે મુંબઇ ઘાટકોપરમાં સંવત ૧૯૮૦ કારતક સુદ ૩ ને રવિવારે

10 Nov 1923

11 Nov 1923

શુકલ છગનલાલ કાનજીના શુભ હસ્તે ૧૮ અઢાર ભાઇ બહેનોએ દેહશુદ્ધિ, પ્રાયશ્ચિત કરાવીને પીરાણા સતપંથનુ પાપ ધોઇ નાખ્યું. એવી રીતે એક બીજાની હરિફાઇ ચાલી રહી હતી, દરેક ભાઇ બહેનના મનમાં ઉમંગ, નિડરતા ધર્મ-પ્રેમ અને વીરતા પ્રસરી રહી હતી અને જેમ બને તેમ જલ્દીથી પીરાણાના પાપને ફેંકીને પવિત્ર થવા એક બીજામાં રેસ (ઘોડદોડ) રમાઇ રહી હતી.

અમાસ

08 Dec 1923

સંવત ૧૯૮૦ ના કારતક વદી ૦)) ને દિવસે મુંબઇ માટુંગા મુકામે શ્રી નાથાભાઇ શિવજી કોન્ટ્રાકટરના કારખાનામાં એમના સગાં સંબંધીઓએ મહારાજશ્રી શુકલ છગનલાલ કાનજીના શુભ હસ્તે ૧૧ અગિયાર જણાએ દેહશુદ્ધિના પવિત્ર કાર્યમાં પોતાનો ફાળો આપી, શુભ નામના કરી, પવિત્ર વૈદિક સનાતન ધર્મનો સ્વિકાર કર્યો. આવા પવિત્ર અને ઉત્સાહી વાતાવરણે જ્ઞાતિ હિતચિંતક આદ્ય સુધારક ભાઇઓના દીલમાં એક નવો ઉત્સાહ પ્રગટયો, અને પવિત્ર-તાના કાર્યમાં સાથ આપનાર જ્ઞાતિ–ગંગાના અન્ય ભાઇઓના ઉપકારનું રૂણ ફેડવા અને જ્ઞાતિ–સેવાનું પૂણ્ય મેળવવા શ્રી ભગવતી દેવી ઉમિયા મૈયાની પ્રેરણાથી જ્ઞાતિની પરિષદરૂપી દેવીને પોતાને આંગણે પધરાવવાની શુભેચ્છા થઇ, જેમણે પવિત્ર થઇ પરમકૃપાળુ આદ્યશકિત ઉમિયા મૈયાના ચર્ણોમાં સ્થાન મેળવ્યું છે. તે જ્ઞાતિ બંધુ ભગિનીઓ કેમ

ન જાણે કે:—

"ન ધન રહે જોબન રહે, ન રહે ગામને નામ,
તુલશી જગમેં જશ રહે, કરદે કિસીકા કામ."

**ઘાટકોપર ત્રીજી પરિષદ**

તદનુસાર કાંઈ પણ કરી દેખાડવાની હોંશથી ઘાટકોપરના જ્ઞાતિ સુધારકોએ એકત્ર થઈ મક્કમપણે નિશ્ચય કર્યો કે પરિષદ દેવીને એક વખત આપણે આંગણે પધારવાનું આમંત્રણ જરૂર આપવું. જ્ઞાતિના હઠિલા જુલ્મી આગેવાનો તથા પીરાણા પંથના સૈયદો અને કાકાઓને બતાવી આપવું કે પાપી પીરાણા સતપંથનો અસ્ત થઈ ચુકયો છે. આમ આ સનાતન ધર્મ પ્રેમી ભાઈઓએ જ્ઞાતિ સેવાની તમન્ના દ્રષ્ટિ સમિપ રાખીને સંવત ૧૯૮૦ ના ચઇત્ર સુદ ૧૪ ના શુભ દિવસે પરિષદના અધિવેશન માટેનો દિવસ નકકી કર્યો. કરાંચીમાં જ્ઞાતિ પરિષદનાં બબ્બે અધિવેશનો થઈ ગયા પછી આ ત્રીજા અધિવેશનની તડામાર તૈયારીઓ થવા માંડી. દેશ પરદેશના જ્ઞાતિ બંધુઓને આમંત્રણ મોકલાઇ ગયાં. ઘાટકોપરના આગેવાન સુધારકોને કરાંચીને આંગણે જઈ બબ્બે વખત કરેલા જ્ઞાતિ સંમેલનના આનંદનો ઉત્સાહ ને અનુભવ હોવાથી પોતાને આંગણે સૌથી વધારે સંગિન કાર્ય કરવાની પોતાની જવાબદારીનું પુર્ણ ભાન હતું. વળી પહેલી બે પરિષદોની ખામિઓ સુધારી પોતાને આંગણે તદન ખામીરહિત કાર્ય કરવાની ધગશવાળા સર્વે શુરવીર

18 April 1924

ભાઇઓ પોતાની કાર્યવાહીમાં ન્યુનતા પણ કેમ રાખે? પાપી પીરાણા સતપંથને જેટલો બને તેટલો વધારે નિંદવાયોગ્ય અને અળખામણો કરવા માટે. તેમજ જ્ઞાતિના જુલ્મી આગે-વાનોની જુલ્મી સત્તાને જેટલી બને તેટલી વધારે ઉઘાડી પાડવામાં જરા પણ સંકોચ ન રાખે તેવા સુકાનીની (પ્રમુખની) ચુંટણી કરવાનું કામ ખુબ વિચારવા જેવું હતું. ઘણા નામોનો નિર્દેશ થયા પછી ઘણા વિચાર પછી, વીરમગામવાળા જ્ઞાતિ હિતચિંતક અને કચ્છી પાટીદારોના ગાઢ પરિચયમાં આવેલા મહાન અનુભવિ, જ્ઞાતિ સુધારક, વીરબંધુ દેસાઇ ચંદુલાલ મણીલાલભાઇનું નામ પસંદ કરવામાં આવ્યું અને તેમની જ પાસે આ વાત રજુ કરવામાં આવી.

શ્રી ચંદુલાલભાઇના દિલમાં તો સ્વજ્ઞાતિ પ્રત્યે અથાક પ્રેમ, લાગણી ને સેવાની ભાવના ભરી હતી. તેઓએ પોતાને માથે જ્ઞાતિ સેવા કરવાની આવેલી પળ જતી ન કરી. તેમણે સહર્ષ પ્રમુખપદની જવાબદારી ઉપાડી લેવાનો સ્વિકાર કર્યો. આથી સોનામાં સુગંધ ભળ્યા જેવું થયું. એક તો ઘાટકોપરના નિડર અને ઉત્સાહી કર્યકર્તાઓ, અને તેમને ઉત્સાહ અને પ્રોત્સાહનનું સંચાલન કરનાર આદ્યસુધારક અને વિદ્વાન કોટિના પ્રમુખ મળ્યા, એટલે મનની મુરાદો પુર્ણ થવાની આશાઓમાં શ્રદ્ધા બંધાઇ.

મુંબઇનગરીના પ્રાણસમા પરામાં સાધન સંપન્ન સમા-જના સત્કાર સાથે, વિદ્વાનોના સમુહની વચ્ચે, પંડિત, બ્રહસ્પતી

અને વસંતભાઇ તથા સાંજવતંમાનવાળા સાક્ષર શ્રી પ્રભુદાસ લાધાભાઇ મોદી જેવા વિદ્વાનો અતે જ્ઞાતિ હિતચિંતકોના સાથથી પરિષદ દેવીની પધરામણી થઇ. ખુબ ધામધુમ અને જ્ઞાતિના યુવાન ઉત્સાહી કાર્યકર્તાઓ અને સ્વયંસેવકોના સ્વાગત અને થાઠમાઠથી ભવ્ય બનેલા વિશાળ મંડપમાં પ્રમુખશ્રીની પધરામણી થઇ, સ્વાગત સમિતિના પ્રમુખ વિશરામભાઈ દેવજીએ તેમનું ભાવભીનું સ્વાગત કર્યું. દેશ પરદેશથી પધારેલા મહેમાનો અને અન્ય આમંત્રિત ગ્રહસ્થોનું શિષ્ટાચાર પ્રમાણે સ્વાગત કરતાં સમયાનુસાર જ્ઞાતિ હિત અને સુધારણાના પ્રસંગોનો ઉલ્લેખ કરી, પરિષદની સામે પડેલાં કાર્યોનો અસરકારક અને વિદ્વતાભરી વાણીમાં ઉલ્લેખ કર્યો હતો. ત્યાર પછી પરિષદના ચુંટાએલા હિતચિંતક જ્ઞાતિ સુધારક પ્રમુખશ્રી ચંદુલાલ મણિલાલ દેશાઇએ તો પોતાના ભાષણથી કમાલ કરી, જ્ઞાતિના અંગેઅંગમાં ફેલાએલો સડો દૂર કરવાની તમન્ના જેમની રગેરગમાં ભરેલી છે તેવા ઉત્સાહી આગેવાનની દોરવણીથી કચ્છના જ્ઞાતિભાઇઓની ઉન્નતિ માટે જરાપણ શંકા રહી નહિ. તેમના ભાષણમાં શબ્દે શબ્દે વિદ્વતા, હૃદયવેદના અને જ્ઞાતિ સુધાર–સેવાની ધગશ સ્પષ્ટ જણાઈ આવતી હતી. પીરાણા સતપંથ એ કચ્છી પાટિદાર કોમને છાજતો નથી એ પણ ભારપૂર્વક જણાવ્યું હતું. અંધશ્રધ્ધાથી આજ સુધી ઘણું ઘણું સહન કર્યું છે હવે જ્ઞાતિ સુધારાવાળા અને ઉન્નતિ ઇચ્છનાર જ્ઞાતિ ભાઇઓએ પીરાણા સતપંથનાં જુઠાણાં બહાર

પાડયાં છે, તો તેઓના કાર્યમાં શ્રદ્ધા રાખવાનું પણ જણાવ્યું હતું. ત્યાર પછી સબજેકટ કમિટિની ચુંટણી કરવામાં આવી હતી. સબજેકટ કમિટીની ચુંટણી વખતે ખાસ કાળજી રાખી હતી. અને તેમાં ખાસ ઉત્સાહી અને કુશળ કાર્યકર્તાઓને ચુંટવામાં આવ્યા હતા. આવી રીતે પૂર્ણ ઉત્સાહથી વ્યવસ્થિત કાર્ય થયાં. તેમાં જ ખાસ પરિષદની સફળતા સમાએલી હતી. સબજેકટ કમિટિમાં ૩૩ સભ્યોની ચુંટણી કરવામાં આવી હતી તેઓએ તેત્રિસ કોટિ દેવતાઓની જેમ જ્ઞાતિગંગાના ઉદ્ધાર માટે એક પછી એક વ્યવસ્થિત અને જ્ઞાતિહિતના ઠરાવો સબજેકટ કમિટિમાં ચર્ચી અનુક્રમે પરિષદની ખુલ્લી બેઠકમાં રજુ કર્યા. અને એ ઠરાવો પસાર કરાવવામાં અને પરિષદદેવીની સફળતામાં સ્વ૦ નારાયણજી ભાઈ અને સ્વ૦ મગનલાલ ગોવીંદલાલ પરીખની બંધુ-જોડલીની દાખલા દલીલો રજુ કરવાની શકિત, વાણીપ્રભા, ઉત્સાહ અને કાર્યદક્ષતાનો મુખ્ય હિસ્સો હતો. બલ્કે આ પરિષદની સફળતા ને વિજયનું કારણ તેઓ જ હતા. એ જોડીની ખોટ આજે જ્ઞાતિ સુધારાના કાર્ય વખતે પ્રત્યેક જ્ઞાતિશુભેચ્છકને દુઃખદાયી થઈ પડી છે.

આ પરિષદની બીજી નવિનતા એ હતી કે કચ્છ દેશની ગામવાર વસ્તી ગણત્રી, તેની વ્યવસ્થા વગેરેની માહિતી, ઇતિહાસિક વાતો, માહિતીપૂર્ણ વીગતો અને મુદ્દાસરના

સચોટ દાખલાઓ વગેરેથી જ્ઞાતિ ઉન્નતિ સિધ્ધ કરવાની રીત. સ્વ. નારાયણજી ભાઈની પ્રેરણા અને બીજા અન્ય કાર્ય-કર્તાઓની મદદથી નક્કી થઇ હતી એજ પુરવાર કરે છે એમના જીવનતત્વની સફળતા. આ પરિષદમાં ખાસ ધ્યાન ખેંચનાર બે ઠરાવો હતા. એક હતો જ્ઞાતિ ગંગાને પરધર્મી રાખવા ઇચ્છનાર જુલ્મી આગેવાનો અને તેમના નીચ, સ્વાર્થી અને જુલ્મી દોરનો વિરોધ કરનારો. આ ઠરાવ મૂકનાર હતા માનકુવા ગામના વતની ભાઈ શ્રી. રાજારામ શામજી ધોળુ. શ્રી. રાજારામભાઈએ આગેવાનોના નીચ, સ્વાર્થી જુલ્મી કૃત્યોનો ચીતાર હાજર રહેલા શ્રોતાજનો સમક્ષ બહુ અસર-કારક ભાષામાં દાખલા દલીલો સહિત રજુ કર્યો હતો, અને જુલ્મી આગેવાનોના. નામ પણ આપ્યાં હતાં. અને કચ્છની કડવા પાટીદાર જ્ઞાતિના જુલ્મી આગેવાન ગઢે-રાઓના જુલ્મી, નીચ અને સ્વાર્થી ત્રાસનો ભોગ બનતા ગરીબ અભણ જ્ઞાતિ બંધુઓનાં દુઃખનો તેમણે પોતાની દ્રાવક ભાષામાં આબેહુબ ચીતાર ખડો કરી પરિષમાં પધારેલા જ્ઞાતિ બંધુઓના હ્રદયમાં નીચ જુલ્મી આગેવાનો તરફથી ધિક્કાર અને દુઃખ સહન કરનાર પ્રત્યે સહાનુભુતિ, દયા અને માનની લાગણી પેદા કરી હતી. પીરાણા પંથના કલંકને દૂર કરવા-નો ઠરાવ મક્કમપણે સ્નાએ કર્યો હતો. શ્રી રાજારામભાઈએ રજુ કરેલા ઠરાવના અનુમોદનમાં ઘણા જ્ઞાતિબંધુઓ જેવા કે, ભાઈશ્રી રતનશી શીવજી, શીવજી કાનજી, રતનશી ખીમજી

માવજી શામજીતથા નારાયણજી રામજી (સ્વ.) વગેરે ભાઈ' ઓએ ખુબ વિસ્તાર પુર્વક હકીકતો રજુ કરી અસરકારક વાતાવરણ જમાવ્યું હતું. પરિષદમાંજ પંડિત કાતીં-તિકે જણાવ્યું હતું, કે "મને પરિષદમાં બોલવાનો અધિકાર આપતા હો તો, હું બ્રાહ્મણ છું માટે તમારી પાસે યાચના કરી શકું છું, તમારી પાસે ભિક્ષા માગી શકું છું, તેમ કરતાં શર-માઉં તેમ નથી. મારે આજે આ સભા સમક્ષ એટલુંજ કહે-વાનું છે કે આજથી આ પરિષદ સમક્ષ સૌએ એક પછી એક પ્રતિજ્ઞા કરવી કે, આપણા ધર્મ, દેશ, જ્ઞાતિ અને દેહની અધોગતિ કરનાર પીરાણા સતપંથને નામે ચાલતા પરધર્મને માનશું નહિ, અને પ્રાયશ્ચિત કરી પવિત્ર બની જાતને શુદ્ધ કરી, હિન્દુ શાસ્ત્રોની આજ્ઞા પ્રમાણે ચાલીશું."

પંડિતજીના મુદ્દાસરના થોડા શબ્દોની અસર પરિષદમાં દેખાઈ અને શ્રોતાઓમાંથી વીથોણના ભાઈ વાલજી વસ્તા ઉભા થયા. પોતાની પાઘડી ઉતારીને પંડિતજીના ચરણોમાં મુકી પ્રતિજ્ઞા કરી, "હું પાઘડી ક્યારે પહેરીશ કે જ્યારે પ્રાયશ્ચિત લઈ પીરાણા પંથની રાહે ભ્રષ્ટ થયેલી મારી જાતને શુદ્ધ કરીશ ત્યારે." થઈ ચુકયું ધર્મને માટે કેસરીયાં કરનાર પ્રાણાર્પણ કરનાર શુદ્ધ ક્ષત્રિય પાટિદાર કોમને તો માત્ર શરૂઆત કરનાર, એક બીડું ઝડપનાર મોવડીઆની જરૂર હોય છે, તેમ એક મોવડી વાલજીભાઈ મળી આવ્યા. વાલજીભાઈની પ્રતિજ્ઞાથી પરિષદ મંડપમાં ઉત્સાહનું મોજું ફરી વળ્યું ને પ્રતિજ્ઞા માટે પડા-

પડી ચાલી. ભાઇ શ્રી. ખીમજી શિવજી મગવાણા વાળા, ભાઇશ્રી વિશ્રામ પાચા ગાંગંણી, કરાંચીના ભાઇ શ્રી માવજી પુજા જલવાણી, બીજી પરિષદના પ્રમુખ. રતનશી શીવજી નાકરાણી, ભાઇશ્રી લાલજી સોમજી નાકરાણી, ભાઇશ્રી રામજી સોમજી નાકરાણી, ભાઇ શ્રી લાલજી મેઘજી, ભાઇ શ્રી હિરજી ખીમજી નાકરાણી, ભાઇ શ્રી વાલજી લખુ અને ભાઇ શ્રી શિવદાસ કાનજી વગેરે ભાઇ ઓએપ્રતિજ્ઞા લીધા બાદ પરિષદની પહેલી બેઠકના પ્રમુખ રાજારામભાઈ સામજી ધોળુ માન કુવાવાળા ઉભા થયા સહુએ તેમને તાળીઓના અવાજથી વધાવી લીધા તેઓ બોલ્યાઃ "હું પોતે સુધારક છું પહેલી પરિષદનો પ્રમુખ હતો, જ્ઞાતિને સુધારવાની શરૂઆત મેં મારા ઘરેથી જ શરૂ કરી છે. આ. સભામાં બેઠેલા મારા બેન્નીઓ બધા ઉભા થાએ ! મ્હેં તમોને બીજા પ્રસંગે જે કહ્યું હોય તે સાચું માનવું નહીં હમણાં કહું તે જ માનવું" રાજારામભાઈનો હુકમ સાંભળી આસરે ત્રીસેક જણ ઉભા થયા. હું પંડિત કાર્તાતિક અને સભાને જણાવું છું કે આ સિવાય પણ મારા બીજા ઘણા બેલીઓ છે તેઓ પ્રાયશ્ચિત લેવાને તૈયાર જ છે પણ મ્હેંજ તેમને રોકી રાખ્યા છે તેનું કારણ છે કે મારે દેશમાં આગેવાનો સાથે મસલત કરવાની છે અને ત્યારબાદ એ બધાને સાથે લઈને હું પ્રાયશ્ચિત કરાવીશ.

એક અવાજ—"તમે એ વાતની પ્રતિજ્ઞા લો છો ?"

"કોઇને કનડગત ન થાય એ માટે આગેવાનો સાથે

મ્હારે વાટાઘાટ કરવાની જરૂર છે. ત્યારે સ્વર્ગસ્થ નારાયણજી ભાઈએ જણાવ્યુ કે આગેવાનો તમારી વાતમાં સંમત નહી થાય તો તમે શું કરશો? ત્યારે રાજા રામભાઇએ જણાવ્યું કે આગેવાનો સાથે પીરાણા સતપંથને તિલાંજલી આપવા સંબંધી મારે પત્રવહેવાર ચાલે છે અને તેઓ મારી વાતમાં સંમત છે એટલે મહારે છ મહિનાની મુદત માગવી પડે છે."

પંડિત કાંતિંતિક બોલ્યા "રાજારામભાઇ! તમારા શબ્દો સાંભળી ને મારૂ હૃદય પીગળી જાય છે! પરંતુ કોઇ પણ શુભ કાર્ય જેમ બને તેમ જલદીજ કરી લેવું એવું સમજુ પુરૂષો કહેતા આવ્યા છે, અને તે સત્ય જ છે. હું જાતે બ્રાહ્મણ છું તું ક્ષત્રિય છે. ભિક્ષા માગવી એ મહારો ધર્મ છે અને તે આપવી એ ત્હારો ધર્મ છે. તો હું તમારી પાસે આજે એ ભિક્ષા માગું છું કે દેહ શુદ્ધ પ્રાયશ્ચિત લઈ તમે એ અધર્મયુક્ત પંથનો ત્યાગ કરો અને કરાવો."

પંડિતજીને ઉદ્દેશી રાજારામભાઇ બોલ્યા "તમે જે કહ્યું છે તે બરોબર છે પરંતુ મેં સભા સમક્ષ જે વાત કહી છે તેજ બરોબર છે."

પરિષદની ચાલુ સભામાં ઉપર પ્રમાણેનો વાદવીવાદ અને રકજક થયા બાદ રાજાભાઇ પોતાની શ્રીમંતાઈ અને લાગવગનું પુરૂ પ્રદર્શન કરાવીને બેસી ગયા. તે વાતને આજે લગભગ ૧૮ વરસો જેટલો સમય વહી ગયો હોવા છતાં હજુ મુરબ્બી

મહાશય વીચારોના વમળમા અટવાયા કરે છે. કોઈ વાતના નીર્ણય ઉપર આવી શકયા નથી.

ક્યાંથી આવે? એમના પોતાજ ઠરાવનો અને વિચારનો પ્રથમથીજ મેળ ન્હોતો, જે આગેવાનોની નાલાયકી વિરૂદ્ધ તેઓ ઠરાવ લાવ્યા હતા એ જ આગેવાનો સાથે તેઓ ચર્ચા ચલાવતા હતા એમ કહ્યું એટલું જ નહિ પણ એ જ આગેવાનો સહમત છે એમ પણ કહ્યું. છતાં ય છ મહિનાની મુદત માગવી પડે ત્યારે નિર્ણય આવવાનો સંભવ જ કેમ દેખાય? એમના જેવા આદ્ય સુધારક માટે આ ઘણા જ અફસોસની વાત છે.

ત્યારબાદ બાળલગ્ન અને મરણ પાછળ થતા ખોટા ખર્ચા. અને કેળવણીનો ઠરાવ થયો હતો, ત્યારપછી મુડદાને બાળવાના બદલે દાટવાનો રીવાઝ પ્રચલીત. છે. તેનો વીરોધ કરતો ઠરાવ આવ્યો.

મુડદાને દાટવાનો વિરોધ

"બધી હીંદુ ગણાતી જ્ઞાતિઓમાં મુડદાંને અગ્નીદાહ દેવાનો રીવાજ પ્રચલિત છે અને આપણી જ્ઞાતિ હીંદુ હોવા છતાં આપણા કચ્છ અને કરાંચીમાં રહેનારા કેટલાક પીરાણાપંથી ભાઈઓ અગ્ની સંસ્કાર કરવાને બદલે મુડદાંને દફનાવી દે છે. તે રીવાજ અયોગ્ય અને શાસ્ત્રવિરૂધ હોવાથી કોઇ બંધુએ મુડદાંને દાટવું નહિ. તેમજ દાટવાના કાર્યમાં ભાગ પણ લેવો નહિ અને મુડદાંને અગ્ની સંસ્કાર કરવો એવો પરિષદ ઠરાવ કરે છે."

ઉપર પ્રમાણેનો ઠરાવ પસાર કરીને પરિષદે દરેક જ્ઞાતિ ભાઈઓને દીશા સુચન કર્યું છે. આપણે કણબી ક્ષત્રિય પાટીદાર હિન્દુ હોઇ અગ્નીસંસ્કાર જેવા ઉચ્ચ આચારને છોડી મુડદાંને મુસલમાની રિવાજ પ્રમાણે દફનાવવાનું નીચું કામ કરી આપણી જાતને શરમાવીએ છીએ વધારામાં મુડદાને દફનાવી જ્ઞાતિને આવા નીચા હલકા અવૈદીક રીવાજથી હિન્દુ મટી મુસલમાન જેવા બની રહેલી જોઇ જ્ઞાતિના હિતેચ્છુ સુધારક ભાઇઓના હૃદય કકળી ઉઠયાં હતાં.

ત્યારબાદ જ્ઞાતિમાં ઘર કરી બેઠેલા દુષ્ટ રીવાજો અને પાપી પીરાણા સતપંથને તજાવવાના પ્રતિજ્ઞા પત્રો ઉદ્દેશ અને અને નીયમો સાથેનો ખરડો તૈયાર કરી, પરિષદની સબ-જેકટ કમિટિમાં ચર્ચા કરાવી, ઠરાવરૂપે ખુલી પરિષદમા બહુ-મતીએ પાસ કરાવવામાં આવ્યો હતો, આ ઉદ્દેશ નીયમો અને પ્રતિજ્ઞાપત્ર ઠરાવરૂપે લાવવાનો ખાસ હેતુ એ હતો કે કેટલાક સગવડીયા સુધારકો સમય આવે ત્યારે છટકી જતા હોઈ તેમને પોતાની જવાબદારીનું ભાન કરાવવાના આશયથીજ કાયદેસર પરિષદમા પાસ કરાવવાની જરૂરજણાઇ હતી. એ ઠરાવ ભાઇ રતનશી શીવજીએ રજુ કર્યો હતો. તેના ઉપર ખુબ વીવેચનો થયાં હતાં અને ત્યાર બાદ સર્વાનુમત પાસ થયો હતો તે ફકત જ્ઞાતિ બંધારણ વ્યવસ્થિત રીતે ચલાવવા માટે જ. તે ઉદ્દેશ નીયમો અને પ્રતિજ્ઞાપત્ર નીચે પ્રમાણે છે.

## શ્રી કચ્છ કડવા પાટીદાર પરિષદના ઉદ્દેશ અને નિયમો.

આપણી કડવા પાટિદાર જ્ઞાતિ કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત, નિમાડ, માળવા વગેરે આ ભારત વર્ષના જુદા જુદા ભાગોમાં વસે છે અને તે દરેક વિભાગમાં જ્ઞાતિની સ્થિતિ સુધારવા, સંસ્થાઓ કે મંડળો સ્થાપી ઘણા લાંબા સમયથી પ્રયત્નો કરવામાં આવે છે. આવા દરેક મંડળો સમસ્ત જ્ઞાતિની "શ્રી કડવા પાટિદાર પરિષદ" નામની જે મોટી સંસ્થા છે તેના આશ્રય નીચે રહી કામ કરે છે, પોતપોતાની જરૂરિઆતોની મુખ્ય સંસ્થાને જાણ કરે છે, અને પરિણામે જ્ઞાતિહિત સાધવાનો માર્ગ સરળ થાય છે. આ મુખ્ય સંસ્થાની સ્થાપના પછી દેશકળન લઇ જ્ઞાતિમાં ઘર કરી બેઠેલા અધર્મયુકત રિવાજોનો ત્યાગ થતો આવે છે. ઘણા કાળથી એક બીજાથી જુદા પડી ગએલા પોતાના જ બંધુઓ સાથે ઐકય સાધવાનું મહત્વનું કાર્ય સિદ્ધ થતું જાય છે. આ શુભ કાર્યમાં આપણા કચ્છ વિભાગે પણ કેટલેક અંશે ભાગ લીધો છે. પરંતુ સમસ્ત જ્ઞાતિથી આપણા વિભાગને દૂર-અલગ પાડી દેનાર અધર્મયુકત પીરાણા સતપંથનો ત્યાગ કરવાનું જે મહાન કાર્ય આપણા વિભાગે કરવાનું છે તે ઉદ્દેશ અને કાર્ય ધ્યાનમાં લઇ શ્રી કચ્છ કડવા પાટિદાર પરિષદ" નામે આ સંસ્થા સ્થાપવામાં આવી છે. જેના ઉદ્દેશ અને નિયમો નીચે પ્રમાણે છે.

ઉદ્દેશઃ ૧ઃ-આપણી સમસ્ત જ્ઞાતિથી આપણને અલગ પાડી દેનાર તેમજ હિન્દુપણામાંથી આપણને ટાળી દેનાર પીરાણા સતપંથને જ્ઞાતિમાંથી સત્વર નાબુદ કરવો. અને તે કાર્ય કોઇ પણ જોખમે અને ખર્ચે પ્રથમ હાથ ધરવું; એ આ સંસ્થાનો મુખ્ય ઉદ્દેશ છે.

૨ઃ-આપણને સમસ્ત જ્ઞાતિથી અલગ પાડી દેનાર અથવા જે સનાતન હિન્દુ ધર્મ-શાસ્ત્રોથી વિરૂદ્ધ હોય તેવા બધા જ્ઞાતિ રિવાજો નાબુદ કરી, સમસ્ત જ્ઞાતિ સાથેનો સંબંધ વધારે પ્રમાણમાં સચવાય તેવા ઉપાયો યોજવા.

૩ :-જ્ઞાતિની આર્થિક સ્થિતિ સુધારવા અને ઐક્ય સાધવા માટે ખાસ જરૂરી છે કે દરેક જ્ઞાતિ ભાઈએ પોતાના જ્ઞાતિબંધુને બનતી મદદ કરવી તેમજ જ્ઞાતિમાં કેળવણીનો પ્રચાર વધારવો, ખેતીવાડી સુધારવી, વળી દેશની અન્ય જ્ઞાતિઓને મુકાબલે આપણી કોમ પછાત રહી જાય નહીં, તે માટે જે કંઈ કરવું યોગ્ય જણાય તે કરવું

૪ ઉપદેશકો રોકીને, સભાઓ ભરીને, વાદવિવાદો યોજીને ચોપાનિયાં-પુસ્તકો પ્રસિધ્ધ કરીને જ્ઞાતિમાં જ્ઞાનનો ફેલાવો કરવો. તેમજ સંસ્થાના ઉદ્દેશો બર લાવવા માટે જ્યારે જરૂર જણાય ત્યારે જ્ઞાતિબંધુઓની મદદ લઈને કિંવા રાજ દરબારે અરજીઓ કરીને પણ દાદ મેળવવાનુ જ્ઞાતિ હિતાર્થે કરશે અને સંસ્થાના કાર્ય માટે પગારદાર અથવા વગર પગા-

રના માણુસો રોકી તેમજ યોગ્ય ખર્ચો કરીને પણ સંસ્થાનો મુખ્ય ઉદ્દેશ બર લાવવામાં આવશે.

૫ સંસ્થાનું દરેક કામકાજ કચ્છદેશનાજ રહીશ હોય એવા કડવા પાટીદાર બંધુ હિતાર્થેજ થશે; પણ એવો પણ ઉદ્દેશ છે કે આ સંસ્થાની સ્થિતિ સુધારવી હોય તો જ્ઞાતી વીસ્તારના ભાગો તરફ પણ ધ્યાન આપવામાં આવશે. વળી કોઇપણ પ્રયત્ને સમસ્ત જ્ઞાતીમાં આપણા વીભાગનું પ્રતીનીધીત્વ સાચવી રાખવા આ સંસ્થા બનતા પ્રયત્નો ચાલુ રાખશે.

નીયમો :–

૧ :– કોઇપણ વીભાગના કડવા પાટીદાર બંધુઓ આ સંસ્થાના મેમ્બર (સભાસદ) થઇ શકશે. અને સંસ્થા તરફથી નકકી કરવામાં આવેલી ફી (લવાજમ) આપવાથી, અને સંસ્થાના ઉદ્દેશો અને નીયમોનો અંગીકાર કરવાથી સભાસદ તરીકેના દરેક હકક તેને પ્રાપ્ત થશે.

૨ :– સંસ્થાની મુખ્ય ઓફીસ મુંબઇ ખાતે રહેશે અને જરૂર જણાતાં બીજી કોઇપણ જગ્યાએ પેટા ઓફીસો ખોલવામાં આવશે.

૩ :–સંસ્થાના ઉદ્દેશો બર લાવવા માટે બહુમતીનો ઉપયોગ થશે. જે જે કાર્યકર્તાઓને જે કાર્ય માટે યોગ્ય જણાશે તેમની કમિટિઓ દ્વારા અથવા વ્યકિત પરત્વે નિમણુંકો કરવામાં આવશે. સંસ્થાના ઉદ્દેશો બર લાવવા

અને તેનો વહીવટ ચલાવવા એક વ્યવસ્થાપક મંડળ નીમવામાં આવશે. અને તે મંડળને સંસ્થાના ઉદ્દેશો બર લાવવાને અંગે ઉત્પન્ન થતું દરેક કાર્ય કરવાની સત્તા રહે. ને કાર્યો કરવાને ખર્ચ પણ કરી શકશે.

૪ :–આ સંસ્થાની બેઠક દર વરસે ભરવામાં આવશે. વરસ દરમીયાન વ્યવસ્થાપક મંડળને કોઈ ખાસ બેઠક જરૂર પડે તો તે સંસ્થાની ખાસ બેઠક બોલાવી શકશે. સભાઓ બોલાવવાની ખબર દરેક સભાસદને (મેમ્બર) ઓછામાં ઓછા ૧૫ દીવસ અગાઉથી આપવામાં આવશે.

૫ :–વ્યવસ્થાપક મંડળ પોતાની સભા જયારે જયારે જરૂર જણાશે ત્યારે ત્યારે બોલાવી શકશે. ઓછામાં ઓછા ⅓ જેટલા સભ્યો (મેમ્બરો) હાજર હશે તો કોરમ થયું ગણાશે. વ્યવસ્થાપક મંડળને તે વખતે સંસ્થાના ઉદ્દેશો વીરૂદ્ધ જતા ન હોય તેવા જરૂર પડતા પેટા નોયમો ઘડવાની સત્તા રહેશે.

૬:–સંસ્થાના ઉદ્દેશો બર લાવવા માટે, સંસ્થાના નીભાવ અર્થે અથવા સભામાં પસાર થએલા ઠરાવોના અમલ અર્થે જે કાર્ય કરવાનું પ્રાપ્ત થશે તે માટે કોઇ ખાસ ફંડ નહીં કરવામાં આવ્યું હોય તો સંસ્થાના સામાન્ય ફંડમાંથી તે માટે ખર્ચ કરવામાં આવશે સંસ્થાનાં નાણાં અને હિસાબ તેમજ ચોપડા કે રજીસ્ટ વગેરે રાખવાનો વહીવટ સંસ્થા

તેવી સત્તાવાળી કમીટીને જે વખતે જેવા જેવા ઠરાવો કરશે. તેને અનુસરીને રહેશે. અને તે તપાસવાનો કોઇ પણ સભાસદને (મેમ્બરને) સંપૂર્ણ હકક રહેશે.

૭:–સભાનો સ્તુત્ય હેતુ બર લાવવા માટે જે કાંઇ વિઘ્નરૂપ જણાય તેનો યોગ્ય રીતે નીકાલ લાવવાની વ્યવસ્થાપક કમીટીને સંપુર્ણ સત્તા રહેશે. અથવા તે કમીટી તે કાર્ય માટે પધ્ધતીસર જેની નીમણુંક કરે તેણે કરેલું કાર્ય કમીટીને માન્ય રહેશે અને સંસ્થા તરફથી થએલું ગણાશે.

૮:–દરેક સભામાં થતા કામકાજની એક નોંધ વ્યવસ્થાપક કમિટિ તરફથી રાખવામાં આવશે. તે "પ્રોસીડીંગબુક" ગણાશે. દરેક સભા, પછી સામાન્ય સભા, મોટી સભા કે વ્યવસ્થાપક કમિટિની સભા હોય તેના કાર્યનો હેવાલ લખાઇ ગયા બાદ તે કાર્ય–સભા—જેના અધ્યક્ષપણા નીચે થયું હશે તે અધ્યક્ષ પોતાની સહી તે હેવાલ નીચે કરશે.

૯:–કોઇપણ સભાસદ (મેમ્બર) સંસ્થાના ઉદ્દેશ કે હેતુઓ અને નિયમોથી વિરૂધ્ધ જવાપણુ થાય તેવા કોઇ પ્રકારના હકક અથવા વર્તન કરી શકશે નહીં.

૧૦:–સંસ્થાએ પસાર કરેલા ઠરાવોનો અમલ કરાવવો અને કરવો એ દરેક જ્ઞાતિભાઈની ફરજ ગણાશે. અને

જે કાર્ય માટે જેની નીમણુંક કરવામાં આવી હોય તે બંધુ તેના કાર્ય માટે સંસ્થાને જવાબદાર રહશે. પરંતુ જેની પધ્ધતિસર નીમણુંક નહી થઇ હોય તેવા કોઇ પણ સભાસદ (મેમ્બર)ના કોઇપણ પ્રકારના કાર્ય માટે સંસ્થા જવાબદાર રહેશે નહો.

૧૧:-આ સંસ્થાનું કાર્ય એ જ્ઞાતિહિતનું કાર્ય છે, એમ સમજી જે જે વિભાગના ભાઇઓ આ સંસ્થાને જે જે પ્રકારે મદદ કરશે તે ઉપકાર સાથે સ્વિકારવામાં આવશે. પરંતુ પરજ્ઞાતિના કોઇપણ ગૃહસ્થ તરફથી મળતી કોઇપણ આર્થિક મદદ સ્વિકારવી કે નહિ, તેનો નિર્ણય વ્યવસ્થાપકો સમયને અનુસરીને કરશે.

દરેક જ્ઞાતિ ભાઇઓ આ સંસ્થાના નિયમોને ઉદ્દેશોને બરાબર જાણીને અને સમજીને સભાસદ (મેમ્બર) થયા છે એટલે સંસ્થાનો જ્ઞાતિહિત સાચવવાનો ઉદ્દેશ તેમની મદદ વડે જલદીથી બર આવશે સંસ્થાને ખાત્રી થાય માટે નીચેનું અંગીકરણ—પત્ર ભરો સંસ્થા તરફ મોકલી આપવું અને જ્ઞાતિ હિતના કાર્યમાં જોડાવું એવી દરેક જ્ઞાતિબંધુંને વિનંતી કરવામાં આવે છે.

"અંગીકરણ-પત્ર"

શ્રી કડવા કચ્છ પાટિદાર પરિષદ મુખ્ય ઓફીસ

મુંબઈ ઘાટકોપર જોગ હું નીચે સહી કરનાર..........
નુખે...........ઉંમર વરસ...........ગામ...... ...ઠેકાણું ....
.......આ ઉપરથી અરજ કરૂં છું કે સંસ્થાના ઉદ્દેશો અને નિયમો મેં જાતે સમજીને જાણ્યા છે, અને જ્ઞાતિ હિતના માટે તે ખાસ જરૂરના છે એવી મારી ખાત્રી થઇ છે, એટલે તે પાળવા અને પળાવવા હું મારાથી બનતું કરવાનો વિશ્વાસ આપી આ સંસ્થાનો મેમ્બર થવાની માગણી કરૂં છું. તે સ્વિકારવામાં આવશે એવી આશા રાખું છું.

સહી...........

(અંગુઠાની છાપ.......

ઉપર પ્રમાણેના ઉદ્દેશો અને નિયમો વાંચી સમજીને થએલા સભાસદો (મેમ્બરો) અને વ્યવસ્થાપકો વગેરે ભાઇઓએ પરિષદ દીપાવીને સફળ કરવાના દરેક પ્રયત્નો કર્યા ને ઘાટકોપરના ત્રીજા અધિવેશનને એક મહાન સફળતા મળી. આ જોઇ જ્ઞાતિના સાચા નિડર આદ્યાસુધારક સ્વ. નારાયણજીભાઇને ઘણોજ સંતોષ થયો તેની સાથે અન્ય વિદ્વાનો, હિતેચ્છુઓ અને અન્ય હિન્દુ જનતાને કચ્છની કડવા પાટિદાર કોમનો પણ પરિચય થયો. સાથોસાથ જનતાને સ્વ. નારાયણજીભાઇના હૃદય અને કાર્યશકિતનો પણ પરિચય થયો. તેનો તાદ્રશ્ય ચિતાર તે વખતના સાંજવર્તમાન દૈનિક પેપરના મોટા અક્ષરોવાળા મથાળા નીચેના લેખો વાંચ-

realpatidar.com

વાથી આજે પણ ખડો થાય છે. કોઈબી માણુસના સાચા હૃદયના ખરા ઉત્સાહથી ગમે તેવું મુશ્કેલ, અરે અશક્ય કામ પણ શક્ય બને છે એટલુંજ નહીં. પણ દુર્લભ વસ્તુ પણ પ્રાપ્ત કરી શકાય છે. પણ તેની પાછળ ખરા મનની સાથે ઉત્સાહ અને સાચા હૃદયની નિઃસ્વાર્થ સેવા જોઈએ નહીં કે મિથ્યા આડંબર અને ખોટી મોટાઇનો મોહ. ખોટી મોટાઇ અને મોહથી તો ઉલટું લભ્ય વસ્તુ અલભ્ય બને છે. જેને જ્ઞાતિ સેવા, સમાજ સેવા કે ધર્મ સેવા કરવીજ છે, સાચા હૃદયથી કામ કરવું છે તેવા જ્ઞાતિસેવકને કોઇ કાર્યના બદલામાં નામના કે પ્રસંશાનો લોભ હોતો નથી. સાચા હૃદયથી થએલા કાર્યનેજ કુદરતની સહાય મળે છે. અને આખરે તે કાર્યમાં સફળતા પ્રાપ્ત થાય છે. તેવી રીતે આ ત્રીજી પરિષદનું કાર્ય ચાર દિવસ ચાલીને ઘણાજ ઉત્સાહ સાથે પુર્ણ થયું.

પરિષદનો ત્રીજી બેઠકની કાર્યવાહી ના અહીયા પુનરોચાર કરવામાં જ્ઞાતિ સુધારાના એકધારા પ્રચાર તથા કાર્યોને અત્યારે ઉતારી પાડી અવળે રસ્તે ચડાવી રહેલા મુરબ્બી રાજારામ શામજી ધોળુ અને ભાઇશ્રી રતનસિંહ ખીમજી ખેતાણી તથા તેમના મળતી આ ભાઇઓને પરિષદના પ્રતિજ્ઞા પત્ર ઉપરે કરેલી સહીઓનું વિસ્મરણ થયું હશે

એમ માની પોતે કરેલ પ્રતિજ્ઞા અને ફરજને યાદ કરાવવા પુરતો જ અમારો ઉદ્દેશ છે.

## પરિષદની પુર્ણાહુતી શુદ્ધિનો પ્રોગ્રામ

બીજેજ દિવસે એટલે તા૦ ૨૪-૪-૧૯૨૩ ના દિવસે સભા મંડપમાંજ દેહ શુદ્ધિ, પ્રાયશ્ચિત લેવાનું કામ શરૂ થયું તેમાં જ્ઞાતિના ૪૪ ભાઇ બહેનો સનાતન ધર્મનો અંગીકાર કરીને પાવન થયાં. દેહશુદ્ધિનું કાર્ય શ્રીગઢ શીશાવાળા વિદ્વાન પંડિત પારાશર શર્માના હાથે કુળદેવી શ્રી ઉમિયા માતાની જય ઘોષણાઓ સહિત હર્ષભેર પાર ઉતર્યું હતુ. દેહશુદ્ધિ કરાવનારાઓ સાથે ભોજન વખતે પંકતિભેદ દુર કરવા માટે પરિષદના પ્રમુખશ્રી ચંદુલાલ ભાઇએ પોતાના તરફથી એક ભોજન સમારંભ ગોઠવ્યો હતો. તે ભોજન સમારંભમાં સર્વે જ્ઞાતિભાઇઓએ એક પંકિતએ સાથે બેસીને એ શુભ અવસરને ઉમળકાભેર ઉજવ્યો હતો. પરિષદના કાર્યથી પરવારીને સૌ જ્ઞાતિ-ભાઇઓ પોત પોતાના ઘેર ગયા. પછી શ્રી કરાંચી મુકામે ૧૯૮૦ ના વૈશાખ સુદી ત્રીજ અખાત્રીજના (અક્ષય તૃતિયાના) રોજે વઢવાણવાળા શુકલ કાળીદાસ ભલુરામના શુભ હાથે રણછોડ લેઇનમાં મોટા કંપાઉન્ડમાં ઘણી ધામ-ધુમથી વૈદિકવિધિ અનુસાર ૫૬ બંધુ ભગિનીઓએ પીરાણા સતપંથના કાળા કલંકને દેહશુદ્ધિ પ્રાયશ્ચિત

07-May-1924

કરાવી તિલાંજલી આપી હતી અને પાવન થયાં હતાં. તે સિવાય સિંધ-સિદ્ધાતપુર, કચ્છ-વિથોણ અને કરાંચીમાં બીજાં છુટક છુટક ઘણાં કુટુંબોએ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરાવ્યાં એવી રીતે સ્વ. નારાયણજીભાઈએ ભગિરથ પ્રયાસો કરી દિવસે દિવસે પીરાણા સતપંથનાં કાળાં કલંકમાં માથાપુર ડુબેલા પોતાના ભાઈઓને સમજાવી, ઉપદેશ આપી શુદ્ધિ સનાતની બનાવવાનું પુણ્ય હાંસલ કર્યું યાને પોતાની ફરજ અદા કરી. આ બધુ હતું કર્તવ્ય પાલનનું ફળ. બીજું કંઇ નહીં.

કચ્છની કડવા પાટિદાર ક્ષત્રિયજ્ઞાતિ પીરાણા સતપંથ ધર્મને માનવાથી મુસલમાન થવાની અણીએ પહોંચેલા અને ઘોર અંધકારમય રાત્રી જેવા ભયાનક વખતે ઉંઘમાંથી જગાડીને જાગૃત કરી, વિધર્મીઓના હાથે વટલાએલાને બચાવવાનો અને વધારે વટલાતા બચાવ્યાનો બહુ મોટો ઉપકાર કરનાર, આદ્ય સુધારક, સંસ્કારી પુરૂષ, કુળભુષણ અને ધર્મવીરનો મહાન આત્મા આજે આ ફાની દુનિયા છોડી ચાલી ગયો છે, પણ જ્ઞાતિનાં વૃદ્ધ, યુવાન, તરૂણ કે બાળ સૌ કોઇ બંધુ ભગિનીઓને શિરે-આદ્ય સુધારકે શરૂ કરેલા શૂદ્ધિરૂપી મહા યજ્ઞમાં સાથ આપી આપણા ઉપર જે ઋણ ચડાવ્યું છે તેનો બદલો વાળવાનો આ સોનેરી અવસર છે. આજે જ્ઞાતિ સુધારણાનું કામ મંદ પડતું જાય છે. ત્યારે દરેકે દરેક

આજના સમયની માંગ
અને અપેક્ષા



સમજુ ભાઇ બહેનની ફરજ ઉભી થાય છે. કે નિઃસ્વાર્થ સુધારાની વ્યવસ્થામાં પોતાની શકિત, ભકિત અને હોંશ હોય તે પ્રમાણે સાથ આપવો. આવે સમયે સાથ આપી માથે ચઢેલા રુણને અદા કરવાના આ શુભ મહાન અવસરને પોતાનું ધર્મકાર્ય સમજી તન, મન, ધન અને બુદ્ધિબળ કે જે કંઇ પણ અર્પણ કરી શકાય તે બધાના ભોગે પણ આદ્યસુધારકો એ આદરેલા જ્ઞાતિ સુધારણાના કાર્યને ચાલુ રાખી જ્ઞાતિ સમુદાયમાં પ્રચાર કરીને સાચા હૃદયનો સહકાર આપી એક જ્ઞાતિના સાચા સંતાન તરીકે પોતાની ફરજ અદા કરવા મારી સર્વ જ્ઞાતિના ભાઇ બહેનો પ્રત્યે નમ્ર અરજ છે. સહૃદયી જ્ઞાતિ બંધુઓ પાસેથી એટલી અપેક્ષા કરવી અસ્થાને નહીં ગણાય.

## પીરાણા સતપંથની પોલનું પ્રકાશન

જ્ઞાતિ સુધારણાનું કામ હાથ ધર્યે લગભગ ૧૭ થી ૧૮ વરસ થવા આવ્યાં ત્યારે પોતે ધારેલો આશય સફળ થતો જોઈ સ્વર્ગસ્થને ખુબ ઉત્સાહ થયો અને ઘણી જાત મહેનત અને પુષ્કળ પૈસાના ખર્ચે ભેગા કરેલા પીરાણા સતપંથના હસ્તલેખિત શાસ્ત્રો તથા અન્ય સાહિત્યનો જે બહોળો જથ્થો પોતાના હાથમાં હતો, તેનો યથાર્થ ઉપયોગ થાય, એના વાંચનથી તે પંથમાં શું શું રહસ્ય છે તેને અન્ય જનતા બરાબર જાણે, વાંચે અને

સમજે એ હેતુથી હજારો રૂપિયાના ખર્ચે, જ્ઞાતિ સેવાર્થે "પીરાણા સતપંથની પોલ" નામક એક ઐતિહાસિક પુસ્તક હિન્દુધર્મ અનુયાયિઓ માટે ઘણા અગત્યના પુરાવારૂપ પ્રગટ કર્યું. આ કાર્ય નાનું સુનું ન હતું આ કાર્યથી સ્વર્ગસ્થને ઘણું સહન કરવું પડે તેમ હતું પણ પરમેશ્વર રાખે તેને કોઇ હેરાન કરી શકતો નથી. એ ન્યાયે વિરોધીઓનશ અનેક ધમપછાડા છતાં એ કાર્ય પૂર્વક પુર્ણ થયું. સ્વર્ગસ્થે આ પુસ્તક પ્રગટ કરી એક મહાન કામ કર્યું અને જ્ઞાતિ પ્રત્યેની ફરજ અદા કરી.

આ પુસ્તકના પ્રકાશનથી પીરાણા સતપંથના કબ્રે-પરસ્તાનમાં ખુબ ખળભળાટ મચ્યો, સૈયદોની પ્રેરણાથી કાકાઓએ તથા કચ્છના કણબી જ્ઞાતિના પીરાણા સતપંથને માનવાવાળા સ્વાર્થી આગેવાનોએ મળીને પીરાણા સતપંથની પોલ જપ્ત કરવાની દોડાદોડ કરી મુકી. પણ જેણે સત્ય ઇતિહાસ બહાર પાડયો હતો તેને કાંઇ બીવાનું કારણ ન હતું. તે લોકોને કયાંએ ઉભવાની જગ્યા મળી નહી. આખરે અમદાવાદના કલેકટર સાહેબની ઓફીસથી મળેલા નકારથી પાછા પડેલા પીરાણા સતપંથના સૈયદો, કાકાઓ અને આગેવાનો પીરાણામાં પાછા જઈને કુદરત બેગની હજુરમાં બેસી રોઇ રડીને છુટાં પડયા. ત્યારબાદ સતપંથીઓમાં નામના ખાટ-વાની ખાહેશ રાખનાર હજરત પીર ઇમામશાહના નકલી અવતારના ઉમેદવાર, સૈયદ બાવાસાહેબ એહમદઅલી

ખાકી, હરિવંશના હોંશિલા, વિદ્વાન, સાક્ષરોની ઉચ્ચ કોટીમાં ખપાવવાનાં હવાતિયાં (ફાંફાં) મારી રહેલા, સફેદ વસ્ત્રોમાં સંતાએલા–ઠગ, સૈયદ ખાકીએ ખુબ જોર અજમાવ્યું પણ તેઓ હતાશ થઇને નીચે પડયા. આ વખતે પીરાણા સતપંથની પોલ સંબંધે ઘણા સવાલ જવાબો થયા છે તે સર્વ સાહિત્ય વાંચવા મારી આપ સૌ વાંચક ભાઇ બહેનોને ભલામણ છે. તેથી સ્વર્ગસ્થ ભાઇશ્રીનો જ્ઞાતિ પ્રત્યેનો પ્રેમભાવ અને સ્વજ્ઞાતિને અધર્મયુકત પીરાણા સતપંથના ફંદામાંથી છોડાવવાના હૃદય મંથનની જાણ થશે.

1926

સા. ૧૯૮૨ ની સાલમાં સ્વર્ગસ્થ કરાંચીની ઉડતી મુલાકાતે ગયા હતા સાથે વિરમગામવાળા ભાઇશ્રી માણેકલાલ કુબેરદાસ પણ સાથે હતા. ત્યારે કરાંચીની અંદર ઘણુંજ સુંદર કાર્ય થયું હતું તેનો અહેવાલ છપાયો છે, અને તા. ૨૧–૩–૨૬ ચૈત્ર સુદ ૮ ને રવિવારે કરાંચીમાં ૭૮ ભાઇ બહેનો દેહશુધ્ધિ પ્રાશ્ચિત કરાવી પાવન થયા હતાં તેમનાં મુબારક નામો પણ તે અહેવાલમાં પ્રસિદ્ધ થયાં છે. પીરાણા સતપંથીઓ તરફથી ચાલુ સતામણીઓ હોવા છતાં જ્ઞાતિ સુધારાના કાર્યમા એક સરખું ઉત્તેજન મળ્યા કરતું હતું તે સર્વ સ્વર્ગસ્થશ્રીની પ્રેરણા અને પ્રચારનું ફળ હતું. તેનો જરા મનમાં વિચાર તો કરો કે તે મહાન પવિત્ર કાર્ય કરનાર આત્માએ જ્ઞાતિહિત અને

21-Mar-1926

સુધારણા માટે કેટકેટલી તકલીફો વેઠીને સાથે સાથ પોતાના ખીસાના પૈસા ખરચીને જ્ઞાતિના ઉધ્ધાર માટે શું શું કર્યું છે ?

22 Dec 1925

સાં ૧૯૮૨ ના પોષ સુદ ૭ ને મંગળવારે પીરાણામાં હજરત પીર ઇમામશાહની ગાદી ઉપરે, મુજાવરપણાની (ટીલાયત કાકો) પાઘડી રામજી કાકાને મળી. ત્યાર બાદ થોડાજ દિવસોમાં સતપંથી સેવકોમાં રામજી કાકા વિરૂધ્ધ અનેક જાતની ખટપટો જાગેલી, ત્યારે ઘણી જાતની અટકળો થતી હતી. તેનું ખરૂં રહસ્ય સમજવા માટે સ્વર્ગસ્થ નારાયણજી ભાઇએ કાકો જ્યારે કચ્છમાં જઇ સતપંથી સેવકોમાં દરેક ગામેગામ ફરીને શીરબંધ ઉઘરાવી રહ્યા હતા ત્યારે રામજી કાકાને પોતાની મનુષ્ય તરીકેની ફરજનું ભાન કરાવતો એક અતી અગત્યનો પત્ર લખીને ચેતવણી આપી હતી, તે પત્ર આ નીચે આપવામાં આવ્યો છે.

ખાસ ખાનગી

"ઘાટકોપર, તા૦ ૧૭–૯–૧૯૨૭

કહેવાતા કાકાશ્રી રામજી લખમણની સેવામાં

વિનંતિ સ્વસ્થાન દેશળપુર, કચ્છ

હિંદુ જ્ઞાતિઓને વટલાવી મુસલમાન બનાવનારા પીરાણાવાળા મહુંમ સૈયદ ઇમામશાહની કબરના આપ

શ્રીમાન મુજાવર બન્યા પછી, આપની છેલ્લી મુલાકાત અમદાવાદ પાંચકુવા પાસે સરકીવાડ ઘર નં. ૧૦૮ માં ભાઇશ્રી જીવરાજભાઈ વસ્તા કંટ્રાકટરના રહેવાના મકાનમાં થઇ હતી, તેને આજે લગભગ પોણાં બે વર્ષ થવા આવ્યાં છે; તે દરમિયાન આપના તરફથી કોઇ પણ પ્રકારનો સંદેશો વા કાગળ નથી એ વાત આપના મુબારક લક્ષ પર મૂકવા સંજોગોવશ્યાત મને જે ફરજ ઉભી થઇ છે તેથીજ સૂચના રૂપે આ પત્ર લખવા પ્રયત્ન કર્યો છે.

સૈયદ ઇમામશાહની ગાદીના આપ મુજાવર થયા પહેલાં અમદાવાદમાં ઉપલા મકાનની ત્રીજા માળની અગાસીમાં તે વખતેની મુલાકાતમાં તમોએ મને એવા પ્રકારનું એક વચન આપેલું કે? “લક્ષ્મણ કાકો ગુજરી ગયા છે અને હવે મુજાવરપણાની ગાદી જો મને મળશે તો હું કચ્છની કણબી જ્ઞાતિમાં જન્મયો છું તેથી જ્ઞાતિનું ભલું કરવાનું ઋણ મારા શિર ઉપર છે. એ ઋણ અદા કરવા માટે મારો પોતાનો ભોગ આપીને પણ પીરાણાના સૈયદોથી અજ્ઞાનપણે કચ્છના કણબીઓ વટલે છે તેમને સમજાવીને જરૂર વટલતા બંધ કરાવીશ. એટલુંજ નહિં પણ જુદી જુદી હિંદુ જ્ઞાતિઓ પીરાણા સતપંથ ધર્મના સિદ્ધાંતે મુસલમાની ધર્મના રસ્તે ચડી ગઇ છે તેને બુદ્ધિ, શકિત, યુકિત પ્રયુકિતઓ વડે

સમજાવીને પાછા હિંદુ ધર્મમાં ભેળવી દેવાની આપે કરેલી ભીષ્મ પ્રતિજ્ઞા હજુ મારા કાન આગળ પડઘા પાડી રહી છે પરંતુ તમને એ પ્રતિજ્ઞાનું લેશ પણ ભાન રહ્યું હોય એમ હાલની તમારી વર્તણુકથી મને જરાપણ લાગતું નથી. જેથી તમને ફરીથી યાદ દેવરાવવાનો મારો ધર્મ હું અદા કરૂં છું. તે લક્ષમાં લેશો.

દીલગીરી સાથે મારે જણાવવું પડે છે કે, પીરાણાની ગાદીના મુજાવરપણાની પાઘડી મેળવવા તમોએ તમારા કહેવા મુજબ પૈસાનો છુટથી કચ્છની કણબી જ્ઞાતિના કહેવાતા આગેવાનો માટે ઘણોજ દુરૂપયોગ કરેલો, તેમજ લાગતાવળગતા બધાઓની તમારા ઉપર મહેરબાની હોવાથી એ નામોશી ભરેલી પાઘડી તો તમને મળવાની હતી. પરંતુ તમારૂં ભીરૂ હૃદય એ વાત કબુલ કરતું ન હતું, જેથી તમોએ એ ગોઝારી પાઘડી મેળવવાની ખાતર પીરાણાના કેટલાક ખટપટી સૈયદોને સાધી લેવા માટે તમો પોતેજ એ સૈયદોના હથિયાર બન્યા. તમે તમારી જાત વેચી, સૈયદોના ગુલામ થવામાંજ બહાદુરી માની અને તેથી તમોએ સૈયદોને ગુલામી દસ્તાવેજ ખાનગીમાં કરી આપ્યો. એટલુંજ નહિં પણ ભોળા સંતપંથીઓથી વિશ્વાસઘાત કરી સતપંથી સંઘ સમક્ષ જુઠું પણ બોલ્યા કે મેં સૈયદોને કશું લખી આપ્યું નથી. આ તમારી નબળાઈ હોય કે પછી નાલાયકી હોય તે તમે જાણો

પરંતુ તમોએ ખોટું તો બહુજ કર્યું એમાં જરા પણ શંકા નથી. તમારામાં કેટલું પાણી છે અને તમે કેવા પ્રમાણિક માણસ છો તેનું માપ ત્યારેજ થઇ ગયું છે. તમે તમારા સ્વાર્થની ખાતર પ્રપંચ ખેલવામાં પણ હદ કુદાવી ગયા. તમારી એ નફ્ટાઇ ભરેલી ચાલાકી અને ચતુરાઈ વધુ વખત ચાલી શકી નહિ.

લક્ષ્મણ કાકાના વખતના સલાહકાર, મહાન અનુભવી અને કાર્યકુશળ અ. ગ. પંડિતે તમારૂં પોકળ ફોડી નાખ્યું. પૂના રજીસ્ટર થવા ગયેલો તમારો સૈયદો સાથેનો ગુલામી કરાર એ મેળવી શકયા અને તે છપાવી પ્રસિદ્ધ કર્યો, જેથી તમારા જુઠાણાની પાકી ફજેતી થઇ ગઈ. સતપંથી દરેક સંઘે તમારા માટે પ્રોટેસ્ટ ઉઠાવેલો અને ચારે તરફથી તમોએ સૈયદોને લખી આપેલું ગુલામી ખત રદ કરાવવા સભાઓ ભરી તેના અહેવાલો અને તમારા વિરૂદ્ધના ઠરાવો છપાઇ બહાર પડયા તે મેં વાંચ્યા અને તમારી મનોદશાનો ખ્યાલ પણ મેં કરી લીધો. મારી ધારણા મુજબ સૈયદો ફેરી બાંધીને સંતપંથીઓનો પાછો વિશ્વાસ મેળવવા એ કરાર જરૂર રદ કરવાનું જાહેર કરશે. એમ જે મેં માનેલું તે વાતનો સૈયદો દેખાવ પણ કરી ચુકયા અને ચકડોળે ચડેલો તમારો મામલો ઉપર ઉપરથી શાંત થયો.

તમારૂં આ પરાક્રમી પ્રકરણ જ્યારે પૂર જોશમાં

Kaka Appointment Agreement - See "1925-12-27 - Appointment agreement between Ramji Laxman Kaka and Saiyyeds of Pirana [61]"

ચાલતું હતું અને તમારી નામોશી ભરેલી મુખાવરની પાઘડીની નૌકા જોલાં ખાતી હતી ત્યારે ઘણા જણાઓ તરફથી તમોએ સતપંથીઓને કરેલ વિશ્વાસઘાતના માટે કંઇક લખવા મને આગ્રહભરી ભલામણો થતી હતી, પરંતુ મને તમારામાં વિશ્વાસ હોવાથી તમોએ આપેલા વચનને યાદ કરી તમે જ્ઞાતિનું હિત કરવાના છો તેથી તમારા વિરૂદ્ધ કશું લખાયજ નહિં એમ માની મને કહેનારાઓને એ વખતે સધિયારો આપેલ કે કાકાશ્રીના હાથ પગ મજબુત થયે હિંદુ સમાજનું તેમજ આપણી જ્ઞાતિનું તેઓ જરૂર હિત કરશે. આવા જે મારા તે વખતના વિચારો હતા તે મારી ચોખ્ખી ભૂલજ હતી. તમારામાં આટલી હદ સુધી મુખાવરપણાની પાઘડીનો મોહ અને હૃદયની નબળાઇ હશે એવું મેં તે વખતે માનેલુંજ નહિં.

ત્યાર પછી એક વાત એવી સાંભળેલી કે રામજી કાકો સૈયદોને તેમજ સતપંથીઓને સંતોષ આપી શકે તેવી તેનામાં આવડત નથી. તેને ગાદીએથી ઉઠાડી મેલવા આગેવાનો પીરાણામાં ભેગા થવાના છે. પરંતુ આ બીના કેમ ન બની એનો અનુભવીઓ એવો ખુલાસો કરે છે કે સૈયદોએ સમયનો લાભ લઈ લેવા માટે ડહાપણ વાપરી કચ્છના અજ્ઞાન કણબીઓને તમારા હાથે લૂંટાય તેટલા લૂંટી લેવા અને નવા કાકાનો શિરબંધી ઉઘરાવવાનો

હક્ક સાધી લેવો. પછી તમારૂં કે કણબીની નાતનું ગમે તે થાય તેની પરવા સૈયદોને હોયજ નહિ ? એ વિચારોમાં સૈયદો ફળીભૂત થયા છે આવા પ્રકારની સૈયદોની કપટજાળમાં તમો અને કચ્છના સતપંથી કણબીઓ પાકી રીતે ફસાયા છો છતાં તમે જાણી શકતા નથી એજ અજાયબી ભરેલું છે.

પ્રથમના તમે રામજી કાકા કચ્છમાં સતપંથી કણબીઓને ત્યાં જતા ત્યારે અને ઘાટકોપરમાં જીવરાજ-ભાઇને ઘરે અમને મળવા આવતા ત્યારે હિંદુ સમાજના ત્યાગી સાધુ જેવા દેખાતા હતા, તે અત્યારે મુજાવરપણાની મુસલમાની પાઘડીના લોભે પોતાના જાત ભાઇઓને વટલાવી મુસલમાન બનાવવા માટે માથાની ચોટલી કપાવી મોઢે દાઢી રખાવી, સૈયદોથી વહેવાર કરી સૈયદોના ગુલામ બની, મોટી ઉમેદભેર કચ્છમાં પોતાના જાત ભાઇઓને સૈયદોના ગુલામ બનાવવા, તેમને વટલાવવા અને હરેક રીતે લૂંટી લેવા મેદાને પડયા છો. એ જાણી ભારે અફસોસ થાય છે, તમે લુંટો, તમારા હાથ નીચેના તમારા મુમના નોકરો લુંટે અને ત્રીજી બાજુ સૈયદો તમારી હાજરીમાંજ લુંટે, કણબી જ્ઞાતિને છડેચોક વટલાવે, તેમના ગુરૂ બને તે તમે જોઈ રહો એથી વધારે શરમ જેવી બીજી કંઇ બાબત હોઇ શકે ? તમે હજુ એ નાતનું ભલું કરશો એવી નાલાયક શ્રદ્ધા તમારામાં રાખવી

એ ચોકખી મૂર્ખાઇ છે. તમને આપેલા વચન પ્રમાણે આજ દિવસ સુધી તમારા વિરૂદ્ધ એક અક્ષર પણ મેં ઉચાર્યો નથી, એટલુંજ નહિં પણ જ્ઞાતિ સુધારક મંડળ તરફથી તમારા વિરૂદ્ધ કશું કોઇ લખે કે છપાવે નહિ તેની પણ મેં ખાસ કાળજી રાખેલી, પરંતુ તેનું પરિણામ મોટું મીંડુંજ આવ્યું છે. હવે તમારામાં જ્ઞાતિહિત કરવાની કોઇ પ્રકારે આશા રહેતી નથી. તમો પોતેજ કણબીઓને લુંટી સૈયદોનાં ઘર ભરો છો અને વટલાવવાનું કામ કરી રહયા છો ત્યાં શ્રદ્ધા કેમ રહે? વાડ જયારે વેલાને ખાય, રક્ષક જયારે ભક્ષક બને તો પછી એ વાડ કે નામધારી રક્ષકની શી જરૂર છે?

તમો પીરાણાના મુસલમાની મુજાવર બન્યા પછી અધમતાની હદે પહોંચી, સૈયદોના હાથના રમકડાંની માફક તેઓના ચોકી પહેરા નીચે એક નજરકેદીના જેવી તમારી સ્થિતિ જગજાહેર છે. પુંજામીયાંનો એક ખાનગી માણસ જે તમારા જમાદાર તરીકે ઓળખાય છે તે સૈયદોના હુકમથી તમને એક મિનિટ પણ છુટા મુકી શકે નહિ. રાત્રી દિવસ તે તમારી સામે હાજરજ રહેછે. તમારી દરેકે દરેક વર્તણુક ઉપર બારીકીથી ધ્યાન રાખે છે. આવા પ્રકારની સૌયદોની જાસુસી ચોકી તમારી આગળ પાછળ ગોઠવાઇને ઉભી છે. તમે ચોકખી રીતે સૌયદોના નજર કેદી જેવી સ્થિતિ ભોગવો છો. એવું તમેજ ચોકખું જણાવેલું છતાં એવી

૧૪

નાલેશી ભરેલું જીવન તમે જીરવી અને જીવી રહયા છો એ જોઇ જાણી ભારે ખેદ થાય છે.

આ પત્ર તમારા હિત માટે, તમને તમારૂં સ્વમાન યાદ આવે અને મુસલમાની મુજાવરપણાનો મોહ છુટી જાય અને તમે સ્વતંત્ર અને સ્વમાન જાણતા થાઓ એવા શુભ આશયથી લખ્યો છે. માટે તમે અવળો અર્થ કરશો નહિ. અને હું આશા રાખું છું કે તમારા જાત ભાઇઓનું તમારાજ હાથે હવે વધુ વખત ભુંડું ન થાય એવા શુભ પ્રયત્નો તમે જલદીથી હાથ ધરવાની પેરવી કરશો.

જ્ઞાતિનું હિત એ પોતાનુંજ હિત છે એ ન્યાયી સૂત્ર યાદ કરીને તમારે ચોકખી રીતે જ્ઞાતિને સંભળાવી દેવું જોઇએ કે, પીરાણાસતપંથ ધર્મ એ ચોખો મુસલમાની ધર્મ છે. સૈયદોને ગુરૂ કરવા કે ગોર માનવામ તેમજ તેઓને પૈસા આપવામાં પુન્ય નહિ પણ પાપજ છે. આટલી વાત તમોએ શુદ્ધ હ્રદયથી કણબી જ્ઞાતિને સંભળાવી દેવી જોઇએ. પછી તેઓ માને યા ન માને તેની જવાબદારી તમારા માથે નથી. તમે તમારા શુદ્ધ હ્રદયથી માનુષી ધર્મ અને ફરજ અદા કરો એટલે તમારી સેવા પુરી થઇ. પછી કણબી જ્ઞાતિનું જેવું ભાવિ.

હાલ એજ આ પત્ર તમને દમદાટી દેવા માટે નહિ પણ ખરા મિત્રભાવે તમે તમારો ધર્મ ચુકી ગયા છો તેની યાદ

કરી દેવા ખાતરજ લખ્યો છે. મને ખાત્રી છે કે આ પત્ર તમે એકલા વાંચી અને વિચારશો. તમે બીજા કોઇને વંચાવશો તેમાં મને કોઇ પ્રકારે હરકત નથી પરંતુ તમારૂં કાર્ય મુશ્કેલ થશે એવી મારી ગણતરી છે. પછી તમારી મરજી પ્રમાણે કરશો. હું આશા રાખું છું કે તમારા મનોભાવ પત્રદ્વારા જરૂર લખી જણાવશો આ પત્રમાં તમને કેટલાંક વિશેષણો લગાડયાં છે તેથી માઠું લાગવા સંભવ છે. પરંતું મેં તો શુધ્ધ ભાવથી લખ્યાં છે, એનો સીધો કે આડો જેવો વિચાર તમને યોગ્ય લાગે તે કરશો એની મને કાંઈ ચિંતા નથી. છેવટની એ વિનંતિ છે કે આપના જવાબના પત્રની હું પંદર દિવસ સુધી રાહ જોઇશ તે દરમિયાન તમારો પત્ર નહિં આવે તો હું તમારા વચન બંધનમાંથી મને છુટો થયેલો માનીશ જ્ઞાતિહિત સાધવાનું કામ તમે માથે લીધું હતું તે તમે નહિ કરો એમ સમજીને તે કાર્ય મારે હવે બજાવવુંજ પડશે અને આપની સાથેનો ખાનગી સંબંધ પણ છુટો થશે માટે આપને યોગ્ય લાગે તેમ કરશો. એજ વિનંતિ.

લી. પટેલ નારાયણજી રામજી કોંટ્રાકટર
ઘાટકોપર

કાકા રામજી લખમણે પોતે મુજાવરપણાની પાઘડી

બાંધી સતપંથી સેવકોના ગુરૂ બનવાની હોંશમાં પોતાનું કર્તવ્યપાલન ભૂલી સૈયદોના ગુલામ બનેલા મુજાવરને પોતાના ભીરૂ હૃદયનો ખ્યાલ આપી વીર અને નીડર મર્દ બનવાનો પડકાર કરતો પત્ર લખી સ્વર્ગસ્થ નારાયણજીભાઇએ મિત્રધર્મ બજાવ્યો, અને આશા રાખેલી કે આ પત્ર વાંચ્યા બાદ રામજીકાકાને પોતાની ફરજનું ભાન થશે. પણ તેઓના પત્રનો જવાબ રામજીકાકા તરફથી મળેલ કે જે નીચે મુજબ છે. તે વાંચી તેઓની આશા ધુળમાં મળી ગઇ.

" આંદસર, તા. ૨૭-૯- ૨૭.

પટેલ નારાણજી રામજીની હાજરીમાં પોચે તમારો કાગળ પહોંચો છે વાંચી વિગત સરવે તમારા લખયા મુજબ જાણી છે તેના જુભાપમાં લખવાનું કે અમોએ ખોટું કરેયું અગર ખરૂં કરેઉં જેમ અમારા ભવિશમાં નેમદેલ હતું તે થઉં સુખ અગર દુખ અમારા પ્રેરાલભની વાત. ગ્યેનાતિના સુધારા વધારા કરવા તે ગ્યેનાતિના આગેવાનોનું કામ છે. અમારા કને એવી સતેયા નથી જેથી સઉને ફરજીયાત કેવાય તમારા જે જે વિચારો હોય તેમ તમે કરતા જાઓ છો અને હવે કુદરતી બઉ જુના રિવાજો ઓછા થતા જાય છે.

લી. કાકાસાહેબ રામજી લખમણના રાંમ રાંમ વાચજો."

ભાવીના ભરોસે રહી કપાળે હાથ દઇને બેસી રહેનાર દુનિયામાં કોઇ દિવસ આગળ આવ્યા જણાયા નથી તેમ પોતાના કાગળનો ઉડાઉ જવાબ વાંચી સમજી કાકાની મનોદશાનો પુર્ણ અનુભવ થયા પછી સ્વર્ગસ્થ આ વાતને હવે આગળ કેમ ચલાવવી તેના વીચાર મન્થનમાજ હતા, તેટલામાં કુદરતની કૃપા ઉતરેલી હોય તેવી રીતે નખત્રાણા નિવાસી ભગત અબજી નાથાણીને કંઈક ધાર્મિક યજ્ઞ (મંડપ) કરવાનો વિચાર હતો તેમાં પોતાના ગુરૂ હંમલા રાંજલવાળા સાધુ મહારાજોને તેડાવવાના હતા, ત્યારે ગામના ભાઇઓ તરફથી એવી માગણી કરવામા આવી કે પીરાણાની ગાદીવાળા રામજી કાકાની વેલ (સવારી) હાલ કચ્છમાં છે, માટે યજ્ઞ ઉપર તેમને પણ તેડાવો ત્યારે સનાતન ધર્મપ્રેમી ભગત અબજી નાથાણીને મનમાં વિચાર સુઝયો કે રામજી કાકાને તેડાવવાથી મારા સાધુ મહારાજો વટલાય તો ? મારે ધર્મ કરતાં ધાડ થાય. માટે રામજી કાકાની સાથે તેમની મંડળીમાં કોણ કોણ માણસો છે અને કઇ કઇ જાતના છે તે પુરેપુરૂં જાણ્યા સિવાય એકાએક રામજી કાકાની વેલને તેડી શકાય નહિ. તેવા હેતુસર તદન નિર્દોષ ભાવનાથી એક પત્ર લખીને ઘાટકોપર ભાઈશ્રી જીવરાજ વસ્તા માનકુવાવાળાને પુછાવવામાં આવ્યું કે "અત્યારે રામજી કાકો પોતાની સાથે કોણ કોણ માણસો લઇને દેશમાં આવ્યા છે ? તેની

જાત તથા નામ વળતા કાગળમાં લખી જણાવશો. એટલે અમારે તેમને યજ્ઞ ઉપર તેડાવવા કે નહિં તે ચોકસ કરી શકાય માટે જરૂર વિગતવાર હકીકત લખવા મહેરબાની કરશો" એવી નિર્દોષ ભાવનાવાળો પત્ર વાંચી શ્રી જીવરાજ ભાઇએ નખત્રાણા નિવાસી સનાતન ધર્મ પ્રેમી ભાઇઓને જે સત્ય હકીકત હતી તે નામવાર અને જાતવાર લખી જણાવી. પીરાણા સતપંથ ધર્મની અંદર જાત અને ધર્મનું પુછવાનુંજ શું હોય ? જાત તપાસો તો મુમના, શેખ, કાછીઆ, વિગેરે માંહેથીજ રસોયા અને હજુરિયાહતા ! આ હકીકત જાણ્યા પછી નખત્રાણવાળા ભાઇઓએ નક્કી કર્યું કે રામજી કાકાને યજ્ઞ ઉપર તેડાવવા નથી. આ વાત રામજી કાકાના ખેરખાં ભાઇઓને ઠીક ન લાગી. તેથી એ સંદેશો કાકો ત્યારે ગામ કરઓઇમાં હતા ત્યાં રાતોરાત પહોંચાડયો. સવારમાંજ ઘોડેસ્વાર કાકો નાનજી નખત્રાણા પહોંચ્યો, અને ઘાટકો-પરથી આવેલ જીવરાજભાઈનો પત્ર માગ્યો કે તે કાગળ કાકાશ્રી રામજીએ મંગાવ્યો છે. નખત્રાણા નિવાસી ભાઈઓએ તે પત્ર આવેલા નાનજી કાકાને સ્વાધીન કર્યો. પત્ર લઈને પરબારો ગામ શ્રી કરઓઇમાં રામજી કાકાની હજુરમાં રજુ કરવામાં આવ્યો. તે વખતે ગામશ્રી કારઓઇમાં કોઇ કણબીનું પરોજણ હોવાથી ( મરણ પાછળનું ખરચ ) ઉગમણા પાંચાડાના સતપંથી આગેવાનો ભેગા થયા હતા. તેઓની રૂબરૂમાં વંચાયો, પત્ર સાંભળીને રામજી કાકો

અને તેના સાશ્રિત હીરા પટેલ મંગવાણાવાળા તથા જશા પટેલને એ વાત રૂચી નહિં. એટલે મસલત કર્યા બાદ ઓર્ડર થયો કે "જીવરાજ વસ્તાને નાતબાર કરવા જોઈએ. કારણ કે આવી નગ્ન સત્ય વાત અજ્ઞાન અને અજાણ્યા જ્ઞાતિ ભાઇઓને લખી કાકાની તથા પીરાણા સતપંથ ધર્મની વિરૂધ્ધ ઉશ્કેરે છે. માટે તેને નાતબારનો કાગળ લખો" જોઇતું હતું અને વૈદે બતાવ્યા જેવો ઘાટ થયો. જીવરાજભાઇને પીરાણા સતપંથ તથા કાકાઓ અને સૈયદો તથા જ્ઞાતિના જુલમી અને અહંકારી આગેવાનોનો પુરો અનુભવ હતો. એટલે નાતબહાર કર્યાના પત્રની પરવા કર્યા સિવાય તેમણે ખરી હકીકત તથા જાત અનુભવની હકીકતો જ્ઞાતિના સર્વ ભાઈઓને જાહેર વિનંતિ પત્ર છપાવીને સમજાવી. રામજી કાકાને તથા તેમના ખટપટી સાગ્રીતોને તે વાત જાણી ઘણોજ ક્રોધ ચડયો, અને તેમણે તેના જવાબમાં "એક જાહેરખબર" નામનું પેમ્ફલેટ નામ ઠામ વગરના 'સતપંથી સેવક' ના નામે સુરતમાંથી છપાવ્યું. એ પેમ્ફલેટ રામજી કાકો દેશમાં જે જે ગામે જાય ત્યાં પોતાની સચાઇ સમજાવવા માટે સતપંથી સેવકોમાં અને લાગતાં વળગતાઓની વચ્ચે વહેંચવાની શરૂઆત કરી. તેના જવાબમાં "જાહેરખબરની ઝાટકણી" નામની એક પત્રિકા મારા (સંપાદક) નામે છપાવી ને રામજી કાકાની જાહેરખબરનો જવાબ

આપેલ, આ ઉપરથી કચ્છની અંદર પીરાણા સતપંથીઓમાં ભારે ઉહાપોહ ઉભો થયો. આ બધી પરિસ્થિતિના સત્યાસત્યનું ભાન કરાવતો એક પત્ર સ્વ. નારાયણજી ભાઇએ રામજી કાકાને લખ્યો છે તેના ઉપરથી સર્વ વાંચક ભાઈઓને તેમનો જ્ઞાતિપ્રેમ અને પૂજ્યભાવ તથા જ્ઞાતિહિતની પ્રબળ લાગણીઓની જાણ થશે

"ઘાટકોપર તા૦ ૧૭-૧-૧૯૨૮

પીરાણા સતપંથના મુજાવર કાકાશ્રી રામજી લખામણની સેવામાં વિનંતિ.

સ્વસ્થાન વિથોણ

આપ શ્રીમાનને દિવાળી ટાંકણે મુબારકબાદીનો પત્ર લખ્યા બાદ કારતક સુદ ૨ ના હું મારા એક સ્નેહીના બંધાતા મકાનનું કામ કરવા ધરમજ ચા... ગયેલો તેથી તમારા પત્રનો જવાબ વાળી શકાયો નથી તો ક્ષમા કરશો.

આજે પોણા ત્રણ મહીનાની ઘાટકોપરમાં મારી ગેરહાજરીને લઇ જે અવનવા વિચિત્ર ખેલો તમે અને જીવરાજભાઇ વસ્તાએ જગજાહેર છાપા દ્વારા ભજવી બતાવેલા છે તે જાણીને ભારે ખેદ થાય છે. એક નાની વાતને આવડું મોટું ગંભીર રૂપ આપી તમો બન્ને જણે પોતાની મુર્ખાઇનું પ્રદર્શન કરાવ્યું છે, ભાઇશ્રી

જીવરાજ વસ્તાએ જે લેખો છપાવી પ્રસિદ્ધ કર્યા છે તે છેકજ છેલ્લી ટોચ ઉપર ચડી જવા જેવા છે, હવે એ લેખના હિસાબે તેમનામાં એટલી શક્તિ છે કે નહિ તેની કસોટી થવાનો પ્રસંગ પણ આવી લાગ્યો છે. તમોએ એક 'જાહેર ખબર' છપાવેલી તે મગન કાકાએ સુરત અને ભાઠા ભાઠપુરના સતપંથીઓના નામે કચ્છના સતપંથીઓને સંબોધી જે વિનંતિ પત્ર છપાવેલ તે વાલજી ભાઈએ મને વંચાવ્યો. તેમાં આપશ્રી પણ સભ્યતાની હદ કુદાવી ગયા છો, આ મામલાનું શું પરિણામ આવે છે. તે ખાસ જોવા અને વિચારવા જેવું થશે, તમો બન્નેની કસોટી થવાનો આ પ્રસંગ છે, સોનું અને કથીર જણાઈ રહેશે.

મારા પ્રથમના તા૦ ૧૭–૯–૧૯૨૭ ના લખેલા પત્રમાં આપશ્રીને આકરા શબ્દોદ્વારાથી જે નિવેદન કરેલું તે કાર્ય હાલમાં તો જીવરાજભાઈ અને રાજા શામજી ઘોળુ માનકુવાવાળાએ ઉપાડી લીધેલું હોવાથી મને ખુબ આનંદ થયેલો. પરંતુ તમોએ તેમની જાહેર વિનંતિનો "એક જાહેર ખબર" છપાવી જવાબ વાળેલ તે વાંચી હું ભારે અજાયબ થયો છું.

અને ત્યાર પછી વલજીભાઈ જીવરાજે એ તમારી "જાહેર ખબરની ઝાટકણી" એ નામનો લેખ છપાવ્યો છે

એણે તો પછી બળતામાં વધુ ઘી હોમી વિશેષ અજવાળું પાડયું છે.

મારા સમજવા પ્રમાણે તમોએ તેમજ જીવરાજ ભાઇ અને વાલજીભાઇએ આ કાર્ય પોતાની બુદ્ધિ અનુસાર કર્યું હોય એમ મને લાગતું નથી. તમારા અને જીવરાજભાઇ અથવા વાલજીભાઇના માથે જાહેર લેખો છપાવવાનો આ પ્રસંગ ઉપસ્થિત થવાના માટે ખાસ કારણ તો એ છે કે:–જીવરાજભાઇને કોઇ પીરાણાના બદમાસે જુઠું સમજાવી જણાવ્યું કે રામજી કાકાએ સુન્નત કરાવી છે. એ વાતને સાચી માનો કોઇકના ચડા-વ્યાથી દેશમાં કણબીઓને સમજ્યા વગર પત્ર લખી નાખવાની ભુલ જીવરાજભાઇએ તો કરી પરંતુ તમોએ તેના જવાબમાં એવીજ એક ભુલ એ કરી કે જીવરાજ ભાઈએ મુસલમાની હોટલમાં ખાધું છે એમ તમોએ આગળ વધીને તમારી આબરૂ વધારવા તમોએ છાપાદ્વારા પ્રસિધ્ધ કરી તમારો મિત્ર ધર્મ તમે અદા•કર્યો છે. મને તો એમ લાગે છે કે તમો બન્ને આસામીઓ કોઇકના હાથનાં હથિયાર બન્યા છો નહિંતર આવા પ્રકારની લખાવટ તમને ન શોભે.

મહુંમ લક્ષ્મણ કાકા ભણ્યા નહોતા એમ કહીએ તો પણ ચાલે. પરંતુ તેમણે પોતાની જીદગીમાં તમારી

Questions were raised about Sunnat / Circumcision of Kaka

માફક કદી પણ તમારા જેવું પગલું ભર્યું નહોતું છાપામાં લેખો છપાવી સામીપાર્ટીને તમારા ગુણદોષ જોવાનું તમે ખાસ આમંત્રણ કરી રહ્યા છો, એનો જરાપણ તમે વિચાર કર્યો હોય એમ મને લાગતું નથી.

કચ્છના ગરીબ કણબીઓનાં લોહીનાં ટીપાનાં પૈસાથી તમે મહમાં આવી જઇ ગમે તેને લાંચ રૂશ્વતો આપીને તમે તમારો ખોટો બચાવ નહિ કરી શકો એટલુંજ નહિ પણ પીરાણાના સૈયદો પણ તમારામાંથી સ્વાર્થ ટળી ગયા પછી તમારા નથી એ વાત ખુબ ધ્યાનમાં લેશો. હીરા પટેલ અને જશા પટેલની બુદ્ધિએ કચ્છમાં તમારો કારભાર હવે વધુ વખત ટકશે નહિ, કારણ કે તમે અત્યારે વચ્ચલા પાંચાડામાં પ્રવેશ કરો છો એ વાત તમારે ખાસ વિચારવા જેવી છે.

પ્રમાણિક મતભેદ તો અનેક માણસોને હોય છે પરંતુ એ મતભેદની ભાવના જ્યારે અંગત ગુણદોષનું અવલોકન કરવા મથે છે ત્યારે એવા માણસો હમેશાં નીચા પડે છે. તમો બન્ને પાર્ટિએ મિત્રધર્મ ગુમાવીને શત્રૂતા સંપાદન કરી છે. એ ઘણુંજ ખોટું થયું છે.

છેવટના વાલજીભાઇના લખેલા લેખમાં મને લાલચુ તરીકે ઓળખાવી જાહેરમાં ઉતારી પાડવાનું અથવા તો

તમારી સામે હથિયાર ઉપાડવાનું જે આમંત્રણ તેમણે કર્યું છે એ કાર્ય અતિ ઉતાવળીયું પગલું ગણાય. મારે એમને જવાબ છાપાદ્વારા આપવો કે કેમ એ સવાલે મને ભારે મુશ્કેલીમાં ઉતાર્યો છે. ભલા અને ભોળા મિત્રો આવું અઘટિત સાહસ કરી નાખે તેને કેવી રીતે સમજાવવા એની ભારે મુંઝવણુ થઇ પડી છે.

વાલજીભાઇએ હમણાં જે લેખ છપાવ્યો છે તે લેખમાં મારા નામનો જે ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેથી મારા અનેક સ્નેહીઓ મને પુછે છે કે તમે રામજી કાકા સાથે મળી ગયા છો અને તેથીજ હું કંઇ તમારા માટે લખતો નથી. એવા અનેક પ્રકારના તર્ક વિતર્કો લોકોમાં થાય છે. આવી નામોશીભરી શંકાઓ કરનારા મને ખાસ અન્યાય કરી રહ્યા છે. મેં આપને આપેલ પવિત્ર વચન આપણી જ્ઞાતિના હિત માટે હતું તમો પોતે આપણી કણબી જ્ઞાતિનું ભલું કરો એ ખાતર મારે કશી પણ ચળવળ તમારા વિરૂદ્ધ ન કરવી એવો મારો શુદ્ધ સંકેત હતો અને છે. તેને આજે કેટલાક ઉતાવળીઆઓ દુષિત કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે.

આવા પ્રસંગે મારે શું કરવું એ માટે આપની સલાહ ચાહું છું. જ્ઞાતિના હિતમાં જો આપ હજુ પણ હિત ધરાવતા હો એટલુંજ નહિં પણ મુસલમાન સૈયદોના રૂંદામાંથી જ્ઞાતિને છોડાવવાનો પ્રયત્ન કરવા આપ તૈયાર

હો તો હું વિરોધીઓને જવાબ આપી શકું છું.

હું તમારી અમુક બાબતો અને તમારા હાલના કેટલાક આચાર વિચારનો વિરોધી છું. પરંતુ હું કંઇ તમારો અંગત શત્રુ નથી એ વાત તો તમે પણ ખાસ જાણો છો મારી ઇચ્છા તો આપશ્રીને પણ પીરાણા સતપંથની પાખંડી જાળ અને તેની નીચ લાલસા સમજાવીને એ પંથમાંથી છોડાવવાની છે, અને આપના હાથેજ પીરાણા સતપંથના ફાંસામાંથી આપણી જ્ઞાતિ મુકિત મેળવે એ જોવા ખાસ ઉમેદવાર છું. આપ એટલી જાહેર હિમ્મત કરો તો આપનું નામ આ દુનિયામાં અમર થઈ જાય.

ભાઇશ્રી જીવરાજ વસ્તા અને રાજાભાઇ શામજી ઘોણુ ગયા સોમવારે કચ્છ દેશ તરફ રવાના થયા છે. મારા સમજવા પ્રમાણે તેઓ પોતાનો બચાવ કરવા જ્ઞાતિને સમજાવશે તમારે પણ અંગત વેરઝેર છોડીને પ્રમાણિક અને સાચી લડત હોય તે કરવી. પરંતુ સમયને સમજીને ખોટા દુરાગ્રહે ન ચડી જવાની હું તમને ખાસ ભલામણ કરૂં છું.

તમારી અને જીવરાજભાઇની વચ્ચે જે અથડામણ ઉભી થઇ છે એમાં કુદરતનો કાંઇક સંકેત હોય એમ મને લાગે છે. માટે મારી તમને સેવાની જરૂર પડે તો લખજો. વિથોણ ગામમાં જે ભાઇઓએ તમને શિરબંધી

નથી આપી તેમને નાતબહાર કરવામાં આવ્યા છે એટલુંજ નહિ પણ તેમના બૈરાંઓને ચડાવીને તેમને પીયેર મોકલી દેવામાં આવ્યાં છે. આ ઘટના આપના વિરૂદ્ધ જાય છે. બળજબરીથી આ કાર્ય કરાવનારા જરૂર ફજેત થશે, એ વાત તમારે ખાસ લક્ષમાં લેવાની છે. તમારો કેસ તદ્દન લુલો છે ત્યાં બળજબરી કરી સુતેલી જનતાને જગાડવાના પ્રયત્નો કરો છો એમાં તમારા હકને નુકશાન પહોંચશે. માટે જે કાર્ય કરો તે ખાસ વિચારીને જ કરશો.

પૈસાની લાલચથી આગેવાનોને વશ કરી શકશો પરંતુ જીણાભાઈઓ જ્યારે જાગશે ત્યારે આગેવાનોનું કંઈ પણ ચાલશે નહિં. તમને વચલા પાંચાડામાં અન્ય કોમના હિંદુ ભાઈઓ પણ સારી રીતે સત્કાર કરશે. અને ત્યારેજ તમારામાં કેટલું પાણી છે એની પણ કસોટી થશે. માટે જે કરો તે ખાસ વિચારીને કરશો એવી મિત્રભાવે મારી નમ્ર સુચના છે. હાલ એજ.

લી॰ પટેલ નારાયણજી રામજીભાઇ કોન્ટ્રાકટર ”

પહેલા પત્રનો જવાબ સંતોષકારક મળ્યો ન હોવા છતાં આશાવાદી નરશાર્દુલના મનમાં હજુ પણ કંઈક વિશેષ જાણવાની અને મેળવવાની આશાએ બીજો એક પત્ર લખીને રામજી કાકાને ચેતવણી રૂપે, તમો બીજા કોઈકના હાથમાં રમી રહયા છો તેથી તમારૂં તથા કણબી

જ્ઞાતિનું ભાવિ નિરર્થક બનાવી રહ્યા છો એવું મકકમ અને સ્પષ્ટ ભાષામાં સચોટ રીતે લખી જણાવ્યું. અને અત્યારે કચ્છ દેશમાં તમો હોંસભેર તમારા સતપંથી સેવકોમાં ફરીને શીરબંધીના નામે ટેક્ષ ઉઘરાવી, ખોટી રીતે લાંચ રૂશ્વતોમાં વાપરી, ધર્માદાના નામે ઉઘરાવેલા પૈસાની પાયમાલી કરી, ખોટી નામનાના માટે ઉંધે રસ્તે કાર્ય કરો રહેલા રામજી કાકાને ફરી એક વખત ચેતવણી રૂપે પત્ર લખીને મહુંમે પોતાની કાર્યદક્ષતાની પ્રતિતિ કરાવેલ છે અને વધારામાં જ્યારે જ્યારે જ્ઞાતિ હિતનો ભાવનાવાળા ભાઇઓ મળે ત્યારે તેનો પુરો લાભ લઇ જ્ઞાતિ ઉન્નતિના કાર્યને આગળ વધારવાની પ્રબળ જીજ્ઞાસા વાળા મહુંમને અત્યારે ગામ માનકુવાવાળા ભાઈશ્રી જીવરાજ વસ્તા લીમાણી તથા ભાઇ રાજારામ સામજી ધોળુ મળ્યા તેમના બહોળા અનુભવ અને લાગવગનો પુરતો લાભ લઈ જ્ઞાતિના અજ્ઞાન ભાઇઓમાં જાગૃતિ લાવ્યા. અને વચલા પાંચાડાના ગામ વિરાણી, નખત્રાણા, કોટડા, દેવીસર, અરલ, વિગેરે આઠ ગામવાળા સુધારક ભાઇઓનો સાથ લઇને રામજી કાકાને તથા પીરાણા સત-પંથી આગેવાનોને પડકાર કર્યો અને રામજી કાકાની ઉપર કરેલા આક્ષેપોનો જવાબ માગવા માટે ગામશ્રી ખોભડીના બહાદુર ભાઇઓ જેવા કે ભાઇ નારાયણ શિવજી વાઘડિયા તથા માધવજી ભીમજી ભગત વગેરે ભાઇઓનો

ખોંભડીનો કિસ્સો.
Also see Page 130

પણ સાથ લઈ પીરાણા સતપંથી જ્ઞાતિના આગેવાનોની રૂબરૂમાં રામજી કાકાનો હરામખોરી અને આત્મ નબળાઈને ઉઘાડી પાડી જ્ઞાતિના અજ્ઞાન ભાઈઓની આંખો ઉઘાડી. ત્યારથી તે આજ દિવસ સુધીના અપ્રસિદ્ધ ઇતિહાસમાં સુધારાના...કાર્યની અવનવી અડચણો અણઉકેલી કુદરતના ખોળે પડી રહી છે. તે આપણે આજે જાણવાની ખાસ જરૂર છે. અને જ્ઞાતિ સુધારાનું કાર્ય હાલ ખોરંભે પડ્યું છે તેનો ખાસ વિચાર કરવાનો છે. જ્ઞાતિ સુધારાના ખરા કાર્યની આપણે હાથે થયેલી દુરદશાના કારણમાં કહેવાતા આદ્ય સુધારકો ઘણા ભાગે જવાબદાર છે. જ્ઞાતિ સુધારકોમાં મોટાઈના મોહની જાગેલી ખોટી તમન્ના—એકમેકની સામે હરિફાઇ કરવામાં તૈયાર છીએ આવી સ્પર્ધાને લીધે જ્ઞાતિ સુધારાના કાર્યની અવગણનાનો ઇતિહાસ પણ જાણવાની થોડીક જરૂર છે. સુધારકો જો પોતાના હાથે જ્ઞાતિ સુધારાના કાર્યમી આડખીલીઓ ઉભી કરી અંદરોઅંદર હરિફાઈ કરી ખોટી મોટાઇ મેળવવાને તૈયાર ન થયા હોત તો આજે આપણું કાર્ય કંઇ ઓરજ નવીનતા બતાવત.

Sanatan movement had paused

જ્ઞાતિ સુધારાની મહાન કાર્યસિદ્ધિમાં દુર્ભાગ્યે વિક્ષેપ ઉભો થયો. કારણ કે એક વખત દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરાવી પાવન થયા પછી ગમે તે કારણે, આત્મબળના અભાવે અથવા કૌટુંબિક કલેશને કાબુમાં ન લઇ શકવાથી કે પછી ગમે તે

વિક્ષેપ

This is not true. Read Nakhtrana Navavas Laxminarayan temple inauguration report date 20-May-1937

તે એક કે અનેક કારણોને લીધે પાછા પીરાણા સતપંથીઓ સાથે જઇ ભળ્યાં. દેહશુદ્ધિ બગાડી આત્મશ્રધ્ધા ખોઇ બેઠેલા ભાઇઓ પોતાને મનથી સુધારાવાળાના મોટા અગ્રેસર ગણી બેઠેલા સુધારાના ઉચ્ચ આસનેથી ચલિત થયા પછી નજીવાં પ્રકરણો હાથમાં લઇને અંગત વેરઝેર વધારી અનેક પ્રકારના વિક્ષેપો ઉભા કરી પોતાના હાથ નીચે પરદેશમાં ધંધાર્થે આવેલા ગરીબ અજ્ઞાન ભાઇઓને ઉંધાં પૂંછડા પકડાવીને, પોતાની લાગવગ નીચે અનેક નવાનવા પક્ષો સ્થાપી, જ્ઞાતિના સુધારાના કાર્યમાં મોટામાં મોટો દ્રોહ કરી મોટી હાનિ પહોંચાડી છે. ચાલુ થતા કાર્યોમાં અવ-રોધો ઉભા કર્યા. પંદરથી અઢાર વર્ષના સતત પ્રચારથી મહુંમે જ્ઞાતિમાં ઉત્સાહ પેદા કર્યો હતો તે સમયે પોતાના હાથ નીચે એક સામાન્ય વોલંટિયર ( સિપાઇ ) તરીકે જ્ઞાતિ સેવાના કાર્યમાં સાથ આપનારા માણસો આજે આગળ વધીને સુધારાના સુત્રધારોના મંડળમાં ચઢેલા જોઇ પોતાનો પ્રતિષ્ઠાભંગ થયો માની બેઠેલા પોતાને આખી જ્ઞાતિમાં કહેવરાવતા આદ્ય સુધારકો માન્યવર મહાશયો–મિથ્યાભિમાની કેટલાક ભાઇઓ–પોતાનું ભાન ભુલી ઇશ્વરની મહેરબાનીથી પૈસેટકે સુખી થતાં અહંકારના હુંપદને વધારી સારા કરતાં નરસાનું વધારે અનુકરણ સહેલાઇથી સરસ રીતે થાય છે. તેમ ખુદ મુંબાઇમાં (ઘાટકોપરમાં) જ્ઞાતિ સુધારાના કામને અવળેરસ્તે ચડાવી મુકયું. તેવીજ રીતે કચ્છની તેમજ કરાંચીની ભુમિ પણ

આ પ્રકરણની વિગત
તા. ૨૦-મે-૧૯૩૭ નો
નખત્રાણા ખાતે
લક્ષ્મીનારાયણ
મંદિરના અહેવાલમાં
[781] પ્રકાશિત છે.
- એ પ્રકરણ ખોટો છે

This is the likely reason for the dispute, as rise of Ratanshi Khmji might have hurt the ego and hingh standing of Narayan Ramji, in the society.

વાંઝણી ન હોતી. એટલે તેના ઉદરમાંથી પણ એવા મહાન નરરત્ન મળી આવવાં કંઇ મુશ્કેલ ન હતાં. જ્ઞાતિમાં એવા નરરત્ન પાકયાં ન હોત તો આખી જ્ઞાતિની અત્યારે આવી અધોગતિ જ શા માટે થઇ હોત ? આજની આપણી જ્ઞાતિની અધોગતી આવા વિઘ્નસંતોષીઓને લીધેજ થઇ છે. દરેક મનુષ્યને પોતાના અંતરાત્માના અવાજ પ્રમાણે વર્તવાનો હક્ક છે એ વાતની ના નહિ પણ આત્માનો એ અવાજ એવો ન હોવો જોઇએ કે કરેલી પ્રતિજ્ઞા ઉપર પાણી ફેરવે. પ્રમાણિક અને સાચા પ્રચારને તોડી ખુલ્લી રીતે દુશ્મનાવટ કરે.

પોતાને હાથે પોતાનું નાક કાપી અપશુકન કરવા જેવી નીતિ અખત્યાર કરવી. અને પોતે નકટા બન્યા એટલે બીજાઓને પણ નકટા બનાવવાને ઊંધો પ્રચાર કરવો અને પોતાના જેવા નકટા જોગીઓની જમાત મોટી કરવાની ઇચ્છા રાખી બીજાઓને લાલચો આપી પાછા પાડવાના પ્રયત્નો કરવા અને તેવાઓની પાસે પોતાની વાહવાહ બોલાવી ખોટી પ્રતિષ્ઠા વધારવાનો ડોળ કરવો અમો મોટા ગૃહસ્થ શ્રીમાન સુધારક છીએ એવી લાગવગો લગાડવાની ભાટાઇ ભજાવવી અને અંધશ્રધ્ધાળુ અને અજ્ઞાન ભાઈઓને ભરમાવી પોતાના પક્ષમાં લેવાની ખાતર મોટાં મોટાં પ્રલોભનો આપવાં અને સાથે સાથે

એક એવી સરસ સગવડ ઉભી કરી–કે જેથી ગમે તેવા ઢીલા પોચા મનના ભાઇઓને તરત ગળે ઉતરે–એવો સીધો ને સરળ સુધારાનો વચલો માર્ગ પોતાના ફળદ્રૂપ ભેજામાંથી કાઢીને આગળ ધર્યો. જ્ઞાતિ સુધારાના મહાન કાર્યમાંથી પીછેહઠ કરી પક્ષો ઉભા કરવાની પેરવીમાં પ્રવીણ બનેલા શ્રીમાન ભાઇશ્રી રતનશીભાઇ તથા મુરબ્બી રાજારામ ભાઇએ ઉભા કરેલા સગવડીયા સુધારામાં પીરાણા સતપંથધર્મના વટાળને જેવો હતો તેવો ને તેવો અસલ સ્વરૂપમાં અનામત રાખી મુડદાંને જોઇએ તો દફનાવો કે બાળો તે બધું સરખું જ છે તે તમારી સગવડ પ્રમાણે કરો. ખાનામાં ખુશીથી જાઓ. પણ બની શકે તો ગોળી ન પીવી એ તેમની મુનસફી પર રહેવા દીધું. દશોંદ વિશોંદ કે બીજા ખાનાના લાગા આપવા અથવા ન આપવા તે તેમના આત્મબળ ઉપર રહેવા દીધું. વાહ! કેવો સરસ સુધારો? આવી જાતની તમામ બાબતોની સગવડ સાથેના સુધારાની ઓથે શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનનાં મંદિરો કરાવી અંદર મૂર્તિઓ પધરાવી. હિંદુ જનતામાં અળખામણા ન દેખાય એટલા માટે સનાતન ધર્મનું પૂછડું પકડાવ્યું. અમો સુધારકો છીએ એટલું જ માત્ર દુનિયાના લોકોને બતાવવા પુરતા. હિંદુ જનસમાજ પૂછે તો કહેવા થાય કે અમે તો મંદિર પાર્ટિવાળા છીએ. ઉર્ફે સુધરેલા મુમના.

This is not true. Read Nakhtrana Navavas Laxminarayan temple inauguration report date 20-May-1937

Ratanshi Khimji started Laxminarayan Parampara

પીરાણા સતપંથ ધર્મવાળા મુમના ભાઇઓ સાથે અથડામણ ન થાય તેની પૂર્ણ કાળજી રાખીને સગવડીઓ સુધારો જ્ઞાતિને એનાયત કર્યો. એવી રીતે બહુમતિઓ પક્ષ ઉભો કર્યો, છતાં પણ ભાગ્યદેવીએ એવા સગવડીયા સુધારામાં બરકત ન આપી. ગામ વિરાણીના સ્થાઇ સુધારક ભાઈઓ ઘણાં વર્ષોથી સુધારાના કાર્યને ખંતથી આગળ ધપાવી રહયા હતા તેઓને પીરાણા સતપંથનું ખાનું ખસેડી તેના બદલે શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનનું મંદિર બાંધવાની જાગેલી ઉત્કંઠાને જાણી, ઉદ્ધારચિત આગેવાનોના ઓછાયે પોતાનું ધારેલું કરવાના અળખા મણા આશયને પોતાના હૃદયમાં છુપાવી, ભોળા નિખાલસ હૃદયવાળા ભાઇઓને ભરમાવી, પોતાના હક્ક અને હકુમ તની જુઠી ભ્રમણામાં નાખી, ખાનાવાળા કરતાં આપણો પક્ષ મોટો છે માટે આપણો હક્ક વધારે છે એટલે મંદિર તો ઈમામશાહ બાવાના પાટવાળા હોલમાંજ કરવાનું છે બીજે ઠેકાણે નહિં. આવી રીતે ભ્રમણાની માયાવી મોહઝાળમાં ફસાવી પોતાનું ધારેલું પાર પાડવાની જબર હીલચાલ ઉભી કરી. અંતે તેમજ કરાવ્યું. મંદિર બંધાઇને તૈયાર થઇ ગયું અને તેની પ્રાણપ્રતિષ્ઠા કરાવવાની તૈયારી થઇ. તે સંવત ૧૯૮૫ના શ્રાવણ વદ ૮ ના રોજે, પ્રતિષ્ઠા વખતે ખરા સુધારકોને એટલે કે દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરાવેલા ભાઈઓને બોલાવવામાં

Virani Temple

Narrative cum smart strategy of converting Khanas to Laxminarayan Temples

VSA: Originally planned openning date 07-Sep-1928

કે કોઈ પણ જાતનો સહકાર પણ લેવામાં આવ્યો નહિ. વધારામાં સખત તાકીદ કરવામાં આવી કે શુદ્ધિવાળાઓ સાથે કોઈ પણ જાતનો વહેવાર રાખવો નહિં. તેમની કોઈ જાતની સલાહ લેવી નહિ, તેમ માનવી નહિ. તેમને બની શકે તેટલા દૂર રાખવા. આપણી હીલચાલની પણ તેમને જાણ કરવી નહિં. મંદિરનો કારભાર પોતાની સલાહ પ્રમાણે કડક નીયમોની નીચે ચલાવવાની શરૂઆત કરાવી. પણ થોડાજ દિવસોમાં મંદિર પાર્ટિવાળા સુધારકો અને ખાનાવાળાઓ વચ્ચે અંદરો અંદર તકરારો થવા માંડી. મંદિરવાળાઓને આરતી કરવાની, પૂજન અર્ચન કરવાનું, જ્યારે ખાનાવાળાઓને મુંગે મોઢે દોવાઓ અને કલમાઓ બોલવાના, રાંધેલો પ્રસાદ લાવીને બાવા ઈમામશાહના પાટ આગળ ધરવાનો રિવાજ ચાલુજ હતો. ત્યારે મંદિરમાં તો અન્ય હિંદુ જનતાએ દેવદર્શને આવવાનું શરૂ કર્યું.

This info gives wrong picture. Actually, it was Shuddiwala (NRL) group who had scuttled the move to establish Laxminarayan Temple in Virani.

The result was that the temple could not be built then. The Pan-Murti (means the photos of Bhagvan Laxminarayan) which were meant to be placed in the temple for worship had to be installed at another temple in Bordi Timba Kampa, Gujarat. (see page 146 [174 of 244])

After about a year or two had passed, fresh attempts were made which succeeded in establishing the temple.

એટલે ખાનાવાળાઓને તે વાત કોઈ હિસાબે પરવડે તેમ ન હોવાથી અંદરોઅંદર મોટી તકરારો થવા માંડી અને અંદર રહીને આગળ પડતો ભાગ લઈ ખાનાઈઓ સાથે તકરારો કરાવી મંદિર પાર્ટિવાળાને કોર્ટે ચડાવ્યા, સાથે રહી કેસો મંડાવી નખત્રાણા તથા ભૂજના રસ્તે ચડાવી દીધા. પોતે અલગના અલગ રહ્યા.

અંદર કોણ રહ્યું?
તકરારો કરાવવામાં કોણે ભાગ લીધો?

અને મુખ્ય કામ કરનાર. પોતે ઘાટકોપર જઈને વસ્યા તેમને તેડાવવાના કાગળો પર કાગળો લખ્યા અને તારો કર્યા. સંદેશા ઉપરે સંદેશા આવવા લાગ્યા એટલે દેશમાં જવા સિવાય છુટકો નથી એમ રતનસિંહભાઈને લાગ્યું એટલે તેમણે વિરમગામવાળા દેશાઈ ચંદુલાલ ભાઈને મળી કચ્છમાં વિરાણી ગામની હકીકતથી વિદિત કર્યા. અને સ્વર્ગસ્થ નારાયણજીભાઈને સમજાવવા વિનંતી કરી કે, ગમે તેમ હોય અમારામાં મતભેદ છે છતાં જ્ઞાતિ સુધારાના કામમાં અત્યારે વિરાણીના સુધારક ભાઈઓને મદદ કરવાનો મોકો છે માટે તમે નારાયણજી ભાઈને સમજાવો. ગમે તેમ કરીને તે દેશમાં જાય તો ઠીક. ત્યારે ચંદુલાલભાઈએ પોતાના ઘરે કચ્છી જ્ઞાતિ ભાઈઓને બોલાવ્યા, અને ખુબ ચર્ચા કર્યા બાદ નારાયણજીભાઈને દેશમાં જવાનું નક્કી કરાવ્યું. એજ અરસામાં વિરાણીના સુધારક ભાઈઓના મનમાં એમ થવા લાગ્યું કે રતનશીભાઈને ખુબ કાગળો લખ્યા તો પણ તેમના તરફથી એકે કાગળનો ઉત્તર આવ્યો નહિ. ત્યારે તેમના મનમાં ખુબ ગ્લાની ઉત્પન્ન થઈ. છેવટે સાચા જ્ઞાતિ સુધારક-શુદ્ધિવાળાને-શરણે જવાની ફરજ પડી ત્યારે સ્વર્ગસ્થ નારાયણજી ભાઈને વિરાણીના મંદિર પાર્ટિવાળા આગેવાન ભાઈઓની વતીથી સવગણ લાલજી પટેલ તથા લધા વિશ્રામ સોમજીઆણીએ કાગળ લખીને

કેસમાં મદદ કરવાની માગણી કરી કે તમે દેશમાં આવી અમારી સાથે રહીને સલાહ અને સુચના આપી આ કેસ ચલાવવાની મહેરબાની કરો. તેના ઉત્તરમાં સ્વર્ગસ્થ નારાયણજીભાઇ તરફથી એક પત્ર લખવામાં આવ્યો. જે પત્ર આ રહ્યો.

ઘાટકોપર, તા૦ ૧૦-૪-૧૯૩૦.
ચૈત્ર સુદી ૧૨ ગુરૂવાર ૧૯૮૬.

પરમ સ્નેહી આત્મબંધુ ભાઇશ્રી પટેલ લાલજી શિવજી તથા વિશ્રામ રાજા સોમજીઆણી તથા ચિ. લધા વિશ્રામ તથા સવગણ લાલજી તથા અરજણ પબા વગેરે તથા ભાઈ વાલજી ભીમજી વિગેરે મિત્રમંડળની સેવામાં વિનંતી, સ્વસ્થાન વિરાણી (કચ્છ.)

આશરે બે મહિના થયા હશે ત્યારે ચિ. સવગણ લાલજી તથા લધા વિશ્રામના નામથી એક પત્ર પોષ્ટકાર્ડ આવેલ તે ફરી ફરીને બે ત્રણ વખત વાંચેલ અને એ પત્ર ઉપર ખુબ વિચાર પણ કરેલો. વેળાસર જવાબ લખાયો નથી તેના કારણમાં જણાવવાનું કે તમારા લખેલા પત્રમાં લખેલું કે વિગતવાર પત્ર પાછળથી લખશું. એ પત્રની ખાસ આજ દિવસ સુધી રાહ જોઇ, પરંતુ જવાબ આવ્યો નહિં. ચિ. રામજી રાજાના પત્રથી જાણ્યુ

કે તમોએ પત્ર લખી તૈયાર કરેલો, પરંતુ ત્યાંના મિત્રમંડળે એ પત્ર નામંજુર કરવાથી તમો પત્ર લખી શકયા નથી. અને કદાચ ભવિષ્યમાં પણ પત્ર લખી શકશો નહી, એવો પાકો બંદોબસ્ત થયો છે. એવા વર્તમાન અત્રે મળે છે. લાચાર!

અન્ય સ્થળોથી વિરાણીના મામલાના સમાચારો અવાર-નવાર મળ્યાજ કરે છે. સિવદાસ કાનજી તથા મેઘજીભાઇ અને રતનશી ખીમજીના મોઢેથી પણ ત્યાંના ખબર સાંભળ્યા છે. હકીકત સાંભળીને દીલગીરીનો પાર રહયો નથી. પરંતુ થાય શું? સિવદાસ કાનજી તથા મેઘજીભાઇની વાતો સાંભળી હૃદયમાં ઘણાએ અવનવા વિચારો આવે છે, પરતુ રતનશી ખીમજીની હજુ મમત ટળી નથી. ત્યાં લગી મારાથી એકે શબ્દ પણ તમને લખી શકાતો નથી.

આપણા ગામનો વિરોધી પક્ષ પીરાણા પંથીઓના શરણે ગયો છે, આપસ આપસમાં વેરઝેર પણ ખુબ વધી ગયાં છે, ગામના મહાજન સાથે પણ બોલાચાલી કરી વિક્ષેપ ઉભો થયો છે, નખત્રાણા કોર્ટ પણ આપણી વિરોધી બની છે, આવા પ્રસંગે કુનેહથી કામ લેવાય તો સારૂં એ મારી તમોએ માગ્યા વિનાની પણ સલાહ છે. અજાયબી તો એ લાગે છે કે આજ દિવસ સુધી કોઇપણ ગામનો આગેવાન વિરાણી ગામ ઉપર ઉંચી નજર પણ કરી શકતો ન હતો.

તેઓ આજે ટોળાબંધ ગામ ઉપર ધસી આવે છે જ્ઞાતિ સુધારકો એક સંપથી કામ કરતા હતા ત્યારે તે જુલમગાર આગેવાનો છાપાઓ દ્વારા તેમના ભયંકર ચારીત્રોના ઉલ્લેખથી થરથરી જતાહતા પીરાણાના સૈયદો અને તેમના એજન્ટ કાકાઓ અને કચ્છના પીરાણાપંથી જુલ્મગાર આગેવાન ઉપર આપણી સત્તા બરાબર જામી હતી. પરંતુ દૈવયોગે કેટલાક આપણામાંના ભાઇઓને પાછું હઠી જવું હતું એને કંઇક કારણ જોઇતું હતું તેમાં વિશ્રામભાઇ નોરખાયત બાયડીવાળો કિસ્સો હાથ આવ્યો. કુબુદ્ધિ સુઝી, અને માંહોમાંહે ખોટી લડતો શરૂ કરી, જેના પરિણામે આજે આપણી આ દશા થઇ રહી છે.

ઝગડા થવાનું કારણ

Vishram Nirkhayat's Wife reason behind infighting

રતનસિંહ ખીમજીએ તમારી સાથે ખાવાપીવાનો સહકાર કર્યો અને અમોએ હજુ નથી કર્યો એ અમારો અપરાધ માની તમોએ અત્યારના કામને ભારે નુકસાન પહોંચાડયું છે. અમોએ તમને સંવત ૧૯૮૫ ના અષાડ સુદ ૨ ના દિવસે ૮ ગામ મળી જે આઠ ઠરાવ કર્યા ત્યારે પણ જાહેર કરેલું છે કે અમો એકાદ બે વર્ષમાં તમારો ખાત્રી કરશું તમો અગ્નિસંસ્કાર, તથા લગ્નવિધિમાં બરોબર હિંદુ રિતરિવાજ મુજબ વર્તશો તો પછી તમને શુધ્ધિની જરૂર રહેશે નહિં. આવી ખાત્રી આપેલ છતાં તમોએ ઉતાવળે અમારો બહિષ્કાર કરી આપણા કાર્યને ભારે મુશ્કે...માં

ખાવા પીવાનો વ્યવહાર - મન દુ:ખનું મોટું કારણ હતું.

08-Jul-1929 - Arya Samaji's adopted soft approach like Laxminarayan group

Imp

NRL's movement was boycotted

મૂકી દીધું છે. હું જાણું છું કે તમારા માહેના ઘણા ભાઇઓ અંદરખાનેથી અમોને ચાહોછો છતાં જાહેરમાં અમારો સત્કાર કરતાં તમને ગમે તેવી ખોટી શરમ આડે આવે છે. વેલજી ખેતાણી, પટેલ વિશ્રામ શિવજી અને પટેલ વાલજી સિવદાસ આ ત્રણ ભાઇઓ તો અમારા ખાસ વિરોધી છે. આ ત્રણ જણાને સાચવી રાખવા તમારે અમારો વિરોધ કરવો પડેછે એ વાત પણ અમારા ધ્યાન બહાર નથી છતાં કાર્યસાધક પગલું ભરવું હોય ત્યારે બુધ્ધિબળથી કામ કરવું જોઇએ.

આપણા ગામના વિરોધી ભાઇઓ છેકજ આપણા શત્રુ થઇ જાય એ વાત પણ આપણને પોષાય તેમ નથી. વધારામાં એ પક્ષ કે આપણો પક્ષ પૈસાની પાયમાલી કરે એ એથીએ વધારે નુકસાનકારક છે. તમો સૌ જાણોછો સમજોછો કે આપણે ખોંભડીના કિસ્સા વખતે કેવી યુક્તિથી કામ કર્યું હતું, આઠ ગામને કબજે રાખી આપણે ધારેલો કાર્યક્રમ પાર ઉતાર્યો હતો. ટીલાયત રામજીકાકો પણ આપણા હુકમ પ્રમાણે વર્તતો હતો. અંગીએથી એકદમ મથલ રાતોરાત ઉપડી જવામાં આપણી શક્તિનો આપણે ઉપયોગ કર્યો હતો એટલુંજ નહિં પણ ખોંભડીમાં મારા-મારી જેવો પ્રસંગ ખડો થયો હતો ત્યારેપણ આપણે કુનેહથી કામ લીધું હતું, એટલુંજ નહિં પણ તમામ

ખોંભડીનો કિસ્સો
See Page 119 and 120

આગેવાનોને પરાસ્ત કર્યા હતા. એ પ્રકારે આ કામ પણ થવું જોઇએ છે. હાલ તો મનની મનમાંજ સમાઇ રહી છે, દરેક માણસને પોતાનું સ્વમાન તો હોય છે, ભલે સેવા કરવી હોય પણ જ્યાં અપમાન થવા જેવો પ્રસંગ હોય, કોઈ આપણો ભાવ પણ પૂછતું ન હોય, ત્યાં જઇને શું કરીએ ? માનભંગ થઈ કોઇ પણ માણસ કામ કરી શકે નહિ. હજુ પણ સમય છે. યુક્તિ પ્રયુક્તિથી કામ લેવામાં સાર છે, માટે ખુબ વિચાર કરીને કામ કરશો. દીલગીરી તો એ થાય છેકે ખુદ વિરાણી ગામ નિવાસી હું હોવા છતાં, હૃદયમાં ગમે તેટલી ધગશ થતી હોય છતાં હું કાંઈ કરી શકું એવી સ્થિતિમાં નથી. તેમજ તમો પણ મારા માટે ગમે તેટલું માન ધરાવતા હો છતાં પણ તમે મને આ કામમાં ભાગ લેવાનું આમંત્રણ આપી શકવાની સ્થિતિમાં નથી. આ કંઇ જેવું તેવું ધર્મસંકટ નથી. ખરૂં પુછો તો તમારી નબળાઇની પણ હદ થઇ. બેચાર માણસો અમારી સાથે દુશ્મનાવટ રાખે છે. તે ખાતર આખી નાત પાયમાલ થાય છે તે તમે સહન કરી શકો છો, પરંતુ અમારો યોગ્ય સલાહ કે સેવાનો લાભ તમે લઇ શકતા નથી એ આપણા નશીબનો વાંક છે, જેનો ઉપાય નહિં તેનું શું થાય ? મારી જન્મભૂમિ વિરાણી, એજ વિરાણીમાં કણબી જ્ઞાતિમાં હું જન્મ્યો, સમજણો થતાં પીરાણા સતપંથના પાપી પંથનું નિકંદન કાઢવા માટે અનેક સંકટો અને અનેક

સિતમો સહન કરી જ્ઞાતિમાં જાગૃતિ આણી, ઘણા જ્ઞાતિના યુવાનોના હૃદયમાં એ પંથનું કાળું કલંક ધોઇ નાખવાની ધગશ પેદા કરી, જ્ઞાતિ સેવાના કાર્યમાં કામે લગાડયા; અનેક સભાઓ અને પરિષદો મેળવી જ્ઞાતિમત કેળવ્યો. અને તેના રૂડા પ્રતાપે ખુદ વીરાણી જાગૃત થયું. આજે બારા પંદર વર્ષથી પીરાણે પૈસો મૂકવાનું જે ગામે હરામ જાણ્યું એટલુંજ નહિં પણ ગામના યુવાનોને જોરે ગામમાં મંદિર બંધાયુ, મુરતિઓ પધરાવી તે પ્રસંગે દરેક ગામોને આમંત્રણ અપાયાં. પરંતુ કેટલાક ભાઇઓની મમતથી જે ખરા સુધારકો હતા કે જેમણે આખું જીવન જ્ઞાતિના ભલા માટે ગાળેલું તેવા શુધ્ધિવાળા એકે ભાઇને આમંત્રણ આપવાની ચોખી મનાઇ થઇ. ખુદ વિરાણી ગામમાં જે ભાઇઓ હાજર હતા તેમની નામની રોકડ ભેટ સ્વિકારવા જેટલી ઉદારતા પણ ન બતાવવામાં આવી, એ ભૂલ તમને કદાચ અત્યારે નહિં સમજાતી હોય, પરંતુ ભુલ તો બહુજ ગંભીર થઇ છે. ખરૂં કહીએ તો એ ભુલ નથી થઇ પરંતુ મોટો ગુન્હો થયો છે. એ ભવિષ્યમાં તમને જરૂર જણાશે. જેઓ આજે વર્ષ ૨૨ થયાં તન, મન અને ધનથી અનેક જોખમો ખેડી પીરાણા સતપંથ ધર્મનું કાળું કલંક જ્ઞાતિમાંથી ધોઇ નાખવા સતત પ્રયાસો કરી રહયા છે, તેવા ભાઇઓનીજ યશસ્વિ સેવા કાળ પણ ભુંસી શકશે નહિં. દુનિયાના ઇતિહાસમાં કચ્છમાંથી પીરાણા સતપંથને નાબુદ

કરવાના કાર્યની પ્રથમ શરૂઆત જેના હાથથી થઇ છે તેને ગમે તેવા ઈર્ષાળુઓ ખોટા ઓપ આપે અથવા તો જ્ઞાતિ સાથે તેમને કંઇ લેવા દેવા નથી એવા વિશેષણો લગાડી ભોળા ભાઇઓને બહેકાવી મુકે તેથી કંઇ તેમના કાર્યની કિંમત ઓછી થતી નથી.

આવા કટોકટીના પ્રસંગે તમને મહેણું મારવા કે તમારી ભુલો તમને યાદ કરી દઈ માઠું લગાડવાનો મારો પ્રયત્ન લેશ માત્ર પણ નથી. તમોએ ગમે તેવા પ્રકારનો અમારી સાથે વર્તાવ કર્યો તેની લેશ પણ ચિંતા કરશો નહિં. તેથી કંઇ અમને તમારા માટે માઠું લાગવાનું નથી, ખરૂં કહીએ તો આવા કટોકટીના પ્રસંગે અમારે જીવનમરણને એક બાજુએ રાખી આ કાર્યમાં છેવટનાં કેસરીયાં કરી યુદ્ધમાં ઉતરવું જોઇએ. તેવા પ્રસંગે તમોએ તેમજ ભાઇ રતનસિંહ ખીમજીએ અમને ખાસ વિસામો આપ્યો છે અને ધર્મયુદ્ધના કામમાં કામધંધો છોડી દેશમાં આવી તમો બધા સાથે મળી યુદ્ધ ચલાવી રહ્યા છો એ ખરેખર ધન્યવાદને યોગ્ય છે. અમારા સિવાય પણ આ કાર્ય સીધું પાર ઉતરે અને ભાઇ રતનસી ખીમજીને પૂર્ણ યશ મળે એવી મારા હૃદયથી પ્રભુ પ્રત્યે ખાસ પ્રાર્થના છે.

NRL Supports Ratanshi Khimji

ગમે તેવો તોય એ રતનસિંહ મારા હાથે તાલીમ પામ્યો છે, એનો વિજય એ મારોજ વિજય હું માનીશ.

મને તો એથીએ વધુ લાભ એ થશે કે આગેવાની લઇ આવા જોખમી કામોના સાહસ ખેડવામાં કેટલી મહેનત અને મુશ્કેલીઓ નડે છે તેનો અનુભવ તમને તેમજ ભાઇ રતનસીને થશે. એ લાભ પણ કંઇ જેવો તેવો નથી. આ પત્ર લખવાની પ્રેરણા પણ મને એટલા માટે થઈ છે કે થોડા દિવસ અગાઉ સિવદાસ કાનજી તથા ભાઈ રતનસિંહ ખીમજી જેઓ દેશથી ફરી આવ્યા પછી તેમના વલણમાં કંઇ ફેરફાર થયો હોય એમ મને લાગ્યું. તેમના મનથી આ કાર્યમાં હું તેમને મદદગાર થાઉં તો સારૂં એવું વાતાવરણ તેમજ તેમની વર્તણુંક મારા જોવામાં આવી. એ અરસામાં વિરમગામ-વાળા આપણી જ્ઞાતિના શુભેચ્છક ભાઇ ચંદુલાલ મણીલાલ દેશાઇને ભાઇ રતનસિંહ ખીમજી અચાનક મળેલા અને તેમની પાસે આપની સ્થિતિની તેમજ વિશાળીમાં જે પ્રવૃત્તિ અત્યારે ચાલી રહી છે તે સંબંધે વાત કરી. તે ઉપરથી ચંદુલાલભાઇએ અમોને પોતાને ઘેર ભેગા કર્યા. અને હાલના વાતાવરણનો ઉકેલ કોઇ પણ પ્રકારે આપણે સાથે મળીને કરીએ તો સારૂં પરંતુ રતનસિંહના હૃદયમાં પોતે આટલી હદ સુધી ખટપટો કરી કાર્યને જે મુશ્કેલ કર્યું છે તેની દીલગીરી જરાપણ ન દેખાઇ. છતાં જુના ઝેરવેર ભલે કાયમ રાખવાં હોય તો રહે

પણ આ કાર્ય તો આપણે સાથે મળીનેજ કરવું જોઇએ એવી સારી અને અસરકારક વાટાઘાટ થઇ. ત્યાર પછી બે ત્રણ દિવસ રહીને ભાઇ સિવદાસ કાનજીના એક ઓળખીતા વૈદરાજ કે જેઓ ગોંડલના રાજ્યવૈદ તરીકે ઓળખાય છે, તેઓ ઘણાજ સારા અને પ્રમાણીક માણસ છે, એટલુંજ નહિં પણ ખાસ હિંદુ-આર્ય-ધર્મના પ્રખર સુધારક પણ છે, અને તેઓ આપણી જ્ઞાતિ પીરાણા સતપંથમાં ડુબી ગઈ છે તેને કોઇ પણ પ્રકારે બહાર લાવી હિંદુ આર્યધર્મના પ્રકાશીત તેજોમયમાં આપણે દેખતા થઇએ એ જોવાના તેમને ભારે કોડ છે. એટલુંજ નહિં પણ આપણી જ્ઞાતિ સુધારાની હિલચાલમાં તેઓ આનંદપૂર્વક રસ લઇ રહ્યા છે. એવા એ ધર્મ અને કર્મવીર બંધુને પણ આપણામાં અંદર અંદર ફાટપુટ પડી ગઇ છે, તે કોઇ પણ પ્રકારે સાંધી દેવી અને બધા ઐક્ય કરી કાર્ય કરે તો સારૂં. એવી અભિલાષાવાળા આ ભાઇ પણ આપણને ગમે તે ભોગે અને જોખમે એક થઇ જઇએ એમાંજ વધુ લાભ સમાયો છે એવું તેમને લાગવાથી તેમણે પણ અમોને ભેગા કરી ચાર કલાક સુધી ઘણા પ્રકારની વાટાઘાટો ચલાવી, આપણું કાર્ય કેમ પાર ઉતારવું એની પણ ખુબ ચર્ચા થઇ. છેવટના નિર્ણય ઉપર આવતાં એવું ઠર્યું કે વેરઝેર ન ઘટતાં હોય તો ભલે રહયાં. ત્યારે મેં કહયું કે ભલે

રહયાં પરંતુ હું આગેવાન થઈ કામ કરી શકું એવો સ્થિતિમાં રહ્યો નથી, માટે રતનસિંહની સરદારી નીચે મને જે કામ સોંપશો તે હું મારા સાચા હૃદયથી કરીશ. એ મારી વાત પણ બંધબેસતી ન થઇ. કારણ કે રતનસિંહ સિવાય હું એકલો દેશમાં જાઉં અને ત્યાંના ભાઇઓ મારી વાત તેમજ સલાહનો સ્વિકાર ન કરે તો મારે શું કરવું? એવો મેં જ્યારે પ્રશ્ન કર્યો ત્યારે રતનસિંહે ખુલાસો કર્યો કે દેશના ભાઇઓનો અંતિમ વિચાર એ છે કે જે મંદિર બંધાયું છે તે ભલે વિરોધીઓ જમીનદોસ્ત કરે. એટલુંજ નહિ પણ મંદિરને માનનારા ભાઇઓના ઘર અને ગરાશ ભલે ફના થઇ જાય તો પણ નારાયણભાઈની સલાહ તેઓ માગતા નથી. આવી જ્યારે વાત થઇ ત્યારે મેં કહયું કે હવે મારે દેશમાં જઇને પણ શું કરવું? આવા પ્રકારનું જો ઝેરવેર વિરાણીવાસી ભાઇઓના હૃદયમાં મારા માટે હોય તો બહેતર છે કે મારે તેમના માનની ખાતર દેશવટોજ ભોગવવો ત્યારે રતનસિંહે કહયું કે હું જો દેશવાળા ભાઇઓને લખું કે નારાયણભાઇને કામ કરવા દેવું તો તે વાંધો આવે નહિં, આ હકીકત જાણ્યા પછી મારે શું કરવું એજ મને સમજ પડતી નથી. હું ખાત્રીપૂર્વક માનું છું કે જે વાત રતનસિંહે કરી છે તેવા વિચારના બધા ભાઇઓ તો નહિ જ હોય છતાં પણ તેમાં ફાટફુટ

નારાયણ બાપાનો કેટલો વિરોધ

પડે એ સારૂં નહિ. એમ જાણી તમો પણ મૌન સેવી રહ્યા છો એ હું સારી પેઠે જાણું છું. જે જ્ઞાતિ મારૂં મોઢું પણ જોવા માગતી નથી એવો ભાઇ રતનસિંહનો ખુલાસો સાંભળ્યા પછી મારે હાલમાં દેશમાં આવવું હતું તે પણ મેં માંડી વાળ્યું છે અને આપણી જ્ઞાતિનું કાર્ય હાલમાં તો મેં પરમેશ્વરને ભળાવ્યું છે.

ભાઇ રતનસિંહ ખીમજી એકલાજ હાથે આ યશસ્વી કાર્ય પાર ઉતારે અને તેનને સંપૂર્ણ વિજય મળે એમ પરમાત્મા પાસે હું પ્રાર્થના કરૂં છું. આવા પ્રકારનું વાતાવરણ હોવા છતાં તમોને તેમજ ભાઇ રતનસિંહ ખીમજીને જ્યારે અને જે વખતે મારી સલાહ તેમજ સેવાની જરૂર પડશે ત્યારે મારા હૃદયમાં જરા પણ માઠું લગાડયા સિવાય માન અપમાનનો વિચાર કર્યા વગર તમારો હુકમ થતાંજ હું ઉઘાડા પગે તમારી સેવા કરવાને દોડી આવીશ. એની લગીરે ચિંતા ફિકર કરશો નહિ.

ધાર્યા કરતાં પત્ર વિશેષ લંબાયો છે તેથી તમને વાંચતા જરૂર કંટાળો તો આવશે, પરંતુ મારે મારા હૃદયમાં ઘણા દિવસ થયાં ભરાયેલા વિચારો તમને જણાવ્યા સિવાય ચાલે તેમ ન હતું તેથીજ તમને લખ્યું છે.

૧૮

ગમે તેવો તોય હું તમારો છું, તમે મારા છો કારણ-વશાત તમારી અત્યારે મારા તરફ અકૃપા હશે, તો વખત આવે એ રાગદ્વેષ નીકળી જતાં તમારી પાછી અમીદ્રષ્ટિ જરૂર થશે એવી મને પાકી ખાત્રી છે. ત્યાં આપના મિત્રમંડળને આ સેવકના પ્રણામ કહેશો. ભુલચુક થઇ હોય તો ક્ષમા કરશો.

લી૦ આપનો કૃપાભિલાષી જ્ઞાતિસેવક,

**નારાયણજી રામજીના** ઘણા સ્નેહપૂર્વક

પ્રણામ વાંચશો.

**તા. કે.** હરકત ન હોય તો પત્ર લખવા કૃપા કરશો. એજ વિનંતી."

ઉપર પ્રમાણેનો એક લાંબો પત્ર લખી વિરાણીના સુધારક આગેવાનોને પોતાની સ્થિતીનું ભાન કરાવતો (કે પોતે દાવપેચમાં કેવી રીતે ફસી પડયા છે.) અને નકામા હોળીનું નાળીયેર બની રહયા છે. એવું સત્ય ખુલાસાવાર સમજાવતો પત્ર વાંચી વિરાણીના આગેવાનોના મનમાં ઘણોજ ક્ષોભ થયો. પણ જ્યાં પોતે બીજાના હાથમાં પરાધિન બની ચુકયા હતા ત્યાં કોઈ ઉપાય ન હતો. છતાં દેશાઇ ચંદુલાલભાઇને ઘેર નક્કી થયા મુજબ દેશમાં જઇ કેસ ચલાવવામાં પોતાની શક્તિ અને સમ-

યનો ભોગ આપી ઉલટી રીતે મંડાયલા કેસને મંદિર પાર્ટિના લાભમાં કરાવવાના દરેક પ્રયત્નો પોતે શરૂ કર્યા. પણ જ્યાં ભાગ્યવિધાતા રૂઠ્ઠા હોય અને દ્વેષભાવ અને ખોટાં અંતઃકરણથી જે કામની શરૂઆત થઈ હોય ત્યાં બીજા મ્હારા પરિણામની આશા કયાંથી રહે? હાર્યા નહિ તો પણ પાછા પડયા જેવો ઘાટ થયો. વિરાણી ગામના મંદિર પાર્ટિવાળા સુધારક ભાઇઓની હાલત "લેને ગઇ પુત ઓર ખોઇ આવી ખસમ" એ કહેવત અનુસાર આજે વિરાણીવાળા મંદિરપાર્ટિના ભાઇઓ પોતાને થયેલા કેસના કડવા અનુભવની હાયવરાળો કાઢયા કરે છે, અને નિસાસા નાખ્યા કરે છે કે અમો અમુક ભાઇ તમુક ભાઇની કુમકે ચડીને અમારું સર્વસ્વ ખોઇ બેઠા છીએ. વિગેરે હકીકતોથી ભરપુર નિરાશાના ઉદગારો સંભળાઇ રહયા છે. તેવીજ રીતે કરાંચીમાં પણ પોતાની લાગવગ નીચેના ભાઇઓમાં નિરાશા ઉભી કરી પ્રચારના કાર્યમાં અવરોધો નાખવા શરૂ કર્યા. જ્યારે જ્યારે મોકો મળે ત્યારે પોતાના પીછેહઠ કાર્યને આગળ કરીને દરેક ભાઇ-ઓનો ઉત્સાહ ભંગ કરવાનું કાર્ય જારી રાખ્યું.

તેમ છતાં જેઓને ખરા અંતઃકરણપૂર્વક આગળ આવવુંજ છે અને સનાતન હિંદુ ધર્મનું સાચું રહસ્ય હ્રુદયમાં સમજાયું છે, તાલાવેલી લાગી છે તેવા ભાઇઓ

ગમે તેવા ઉલટાસુલટા ઢીલાપોચા પ્રચાર કે ભલામણોને ન ગણકારતાં આગળ આવે છે તેવી રીતે કચ્છમાં કાયમનો વસવાટ કરી રહેલા અભણ ખેડુત ભાઇઓમાં ખરી ઇચ્છા જાગેલી. તેવા શૂરવીર ભાઇઓ ગામ વિરાણી (કોરાવાળી)માં સં. ૧૯૭૮ના શ્રાવણ સુદ ૧૨ ના દિવસે મહારાજ મણીશંકર અંબારામ ત્રવાડીના શુભ હસ્તે ૮૫ ભાઇ બહેનોએ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરાવ્યું અને ખરા વૈદિક સનાતન ધર્મનો સ્વિકાર કરી પાવન થયાં. તેવીજ રીતે આડોસી પાડોસી ગામોમાં એકબીજાની સ્પર્ધા (હરિફાઈ) ચાલી રહી હોય તેમ એકમેકના અનુકરણો કરીને કોઇ ધર્મ ઉપદેશકના ઉપદેશ સિવાય જ્ઞાતિના આદ્ય સુધારકોની જગાડેલ પ્રેરણાથી ગામ ગડુલી તથા મેઘપુર ગામે પણ સારી સંખ્યામાં દેહશુદ્ધિ પ્રાયશ્ચિતના પવિત્ર આદર્શયુક્ત સુધારાનું કાર્ય થયું. આ ગામોનો કોઇ નામવાર રિપોર્ટ છપાયો નથી. એવી રીતે જ્યારે જેમને સનાતન ધર્મનું ખરૂં રહસ્ય સમજાય છે ત્યારે ત્યારે સમજુ અને શાણા વીર પુરૂષો પોતાનું અસલ ગૌરવ પ્રાપ્ત કરતા જાય છે. આ વાત જાણી દરેક સનાતન ધર્મપ્રેમી જ્ઞાતિભાઇઓનો ધર્મપ્રેમી અંતર આત્મા એક અદ્દભુત આનંદ અનુભવશે એમાં શંકા નથી. આવી રીતે સ્વર્ગસ્થ શ્રી. નારાયણજી ભાઇ એ શરૂ કરેલા જ્ઞાતિ ઉદ્ધારના કાર્યનો ગમે તેટલો વિરોધ

04-Aug-1922

થવા છતાં એ કાર્ય આગળ ધપતું રહ્યું છે અને રહેશે તેમાં જરાય શંસય નથી.

આવી સરસ રીતે દેશમાં અભણ અજ્ઞાન જ્ઞાતિ ભાઇઓમાં આશિર્વાદરૂપ સુધારાનું કાર્ય એકધારૂં થઇ રહ્યું હતું ત્યારે પરદેશમાં વસનારા ભણેલા ગણેલા, હોશિયાર, અનુભવિ જ્ઞાતિના સુધારક ભાઇઓમાં ઇર્ષા દ્વેષીના ગાઢ આવરણો અને અહંભાવનું સામરાજ્ય ચાલી રહેલું છે. જાણે પોતે સાક્ષાત અનુભવના અવતારી પુરૂષ હોય તેમ સર્વ વાતની સંપૂર્ણતાનો દાવો કરનારા જાણકારોના પણ જાણકાર નિષ્ણાતોના સલાહકાર હોવાનું ગુમાન ધરાવનારા કહેવાતા જ્ઞાતિ સુધારક મહાશયો, અજ્ઞાન અને ભોળા ભાઇઓને ઉંધા રસ્તે ચડાવવામાં, ભારતવર્ષના ભાગ્યવિધાતા; શોણિત તરસ્યા જગતને પ્રેમ અને અહિંસાનો માર્ગ બતાવનાર, માનવ સેવા જેવું કઠણ વ્રત ધારણ કરનારા પૂજ્ય મહાત્મા ગાંધીજીના દાખલા દષ્ટાંતો આપી. એમ સમજાવે છે કે આજે રાષ્ટ્રની લડતમાં હિંદુ-મુસલમાન અથવા ગમે તેવી ઉતરતી વર્ણોનું ખાવામાં કોઇ જાતનો બાદ આવતો નથી. આજે ઉચ્ચ વર્ણના રાષ્ટ્રીય આગેવાન ભાઇઓ બધી વર્ણોના સાથે ભોજન વહેવાર કરે છે, તો પણ વટલાતા નથી. માટે તમો સુધારકો પરદેશમાં ગમે તેનું ખાઓ પીઓ અને મોજ

Mahatma Gandhi - Khava Piva ma bhedbhav vishay

કરો. કોઇ તમોને ન્યાતમાં પૂછનાર નથી. પણ એક શરતે, તમારે દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરાવી અમારાથી આગળ ન વધવું. હાલ છો તેટલેજ રહેવું. પણ અજ્ઞાન જ્ઞાતિ ભાઇ-ઓને ઉપદેશ કરનાર મહાશયો પોતેજ ઇર્ષાના અંધ-કારમાં ગોથાં ખાઇ રહ્યા છે. પરમ પૂજ્ય મહાત્મા ગાંધીજીના જીવન રહસ્યોનું પુરેપુરૂં સ્વરૂપ સમજ્યા સિવાય દ્દષ્ટાંતો આપવાની અધમતા કરી રહેલા મહાશયો ? જેમનું જીવન યોગીઓમાં શ્રી યોગેશ્વર જેવું, નક્ષત્રોમાં સૂર્યના જેવું, મણીઓમાં નીલમણીના જેવું છે, જેઓ અસત્યના કાળકુટને નીલકંઠની માફક ઘોળાને પી ગયેલા છે, વાસનાઓથી પર જેમનું જીવન છે, વર્તમાનથી દુર જેનું લક્ષ છે અને મૃત્યુથી દુર જેનો પ્રભાવ છે એવા એ ભારતભુમિના વિરલ સંત પુરૂષના ઉચ્ચ સિદ્ધાંતના આદર્શો સમજવાની કે ઝીલવાની શકિત વગર એ દ્દષ્ટાંતો કચ્છના સતપંથી મુમના કણબી-જેઓ ધર્મ કર્મથી ભ્રષ્ટ થઇ ગયા છે-તેનો કેવળ આવાં દ્દષ્ટાંતોથી ઉદ્ધાર કરી શકાશે નહિં. અને વધારામાં આર્ય સમાજના સિદ્ધાંતોની ઢાલ નીચે ગમે તેવી નીચો જ્ઞાતિઓ સાથે ભોજન વહેવાર કરવાની છુટ આપવાથી કચ્છના સતપંથી કણબીઓને જ્યાં સુધી પીરાણા સતપંથના પ્રતાપે ધાર્મિક ભ્રષ્ટતાનો નરકાગારમાં માથાબુડ ડુબેલા પડયા છે તેમાંથી સનાતન ધર્મ શાસ્ત્રોના સિદ્ધાંતે પ્રમાણસર નિવારણ ન

Read Nakhtrana Navavas Laxminarayan temple inauguration report date 20-May-1937, to understand the true picture and perspective behind this writing.

થાય ત્યાં સુધી કોઇ વચ્ચગાળેનો રસ્તો તેઓના માટે આવકારદાયક નથી. તેના ઘણાએ પ્રમાણુસિદ્ધ દાખલા સનાતન ધર્મ શાસ્ત્રમાં મોજુદ છે.

તે સિવાય અત્યારના ચાલુ જમાનામાં અનેક દાખલાઓ આર્ય સમાજે દેહશુદ્ધિના સિદ્ધાંતે અનેક કોમોના ધાર્મિક પતિતોને પાવન કરી પોતાની અસલ કોમોની સાથે જોડેલ છે. અને મહાત્મા ગાંધીજીના પુત્ર હરિલાલભાઇના પ્રાયશ્ચિતનો દાખલો પણ ધર્મ ભ્રષ્ટતાના માટેજ હતો. આવી બાબતોમાં દેહશુદ્ધિ પ્રાયશ્ચિત અનિવાર્ય છે. એ મહાન સિધ્ધાંતે આજ દિવસ સુધી ભારતવર્ષમાં આર્ય કોમ અખંડિત રહી શકી છે. અનેક વખતના વિધર્મીઓના હુમલાઓમાંથી પોતાનું ગૌરવ કાયમ જાળવી રહી છે ભાઈઓ ! તમોને દેહશુદ્ધિ કરાવવામાં કઇ જાતનો વાંધો છે ? પ્રાયશ્ચિત જેવા પવિત્ર સંસ્કાર સામે સુગ શા માટે થાયછે ? કોઇ નીચ કાર્ય કર્યું નથી કે જેના માટે શરમ આવે. અજ્ઞાનતાએ, અંધ શ્રદ્ધાથી કે કપટીઓની કપટ જાળમાં ફસાઇ જવાથી સીધી કે આડકતરી રીતે આ દેહ દોષિત થયો છે તેના માટે આર્યસંસ્કાર કરવાનો છે. તમારો આત્મા ઉચ્ચ કોટિનો અભિલાષી છે તે માત્ર દુનિયાની મોહમાયા અને અહંકારના આવરણોમાં અટવાયો છે, તેને સંસ્કાર રૂપી શસ્ત્રથી મુક્ત

કરો. તમારી ભુતકાળની ભવ્યતાનો જરા વિચાર કરો, તે વખતે તમારા હાથથી થયેલાં મહાન કાર્ય જુઓ, અને આજે નકામા હઠાગ્રહથી અમુલ્ય એવું મનુષ્ય જીવન નકામું વ્યતીત થઇ રહ્યું છે, તેને ખરી માનવ-સેવા માટે ખરચો.

## ગુજરાતમાં જાગ્રતિ અને સ્વ. નારાયણજી ભાઇનું શુભ આગમન.

Original land of KKP

કચ્છના કડવા પાટિદાર પીરાણા સતપંથી મુમના કણબીઓના થોડાંક કુટુંબો પોતાના પૂર્વજોની મૂળ ભૂમિ ગુજરાતમાં, અમદાવાદ તથા ખેડા જીલ્લામાં કચ્છમાંથી પાછાં આવીને વસવાટ કરવા લાગ્યાં. અને ઉદ્યમ તથા ખંતથી પડતર (વેરાન જંગલો) જમીનો તોડી, ખેતીને લાયક બનાવી, તેમાંથી સારી પેદાશ કરવા લાગ્યા. એટલે તેમનું અનુકરણ કરી બીજાં ઘણાં કુટુંબો કચ્છમાંથી આવવા લાગ્યાં. એવી રીતે ધીરે ધીરે થઇ હાલમાં લગભગ ૫૦ થી ૬૦ કંમ્પાઓમાં (પરાં) વસવાટ કરી રહ્યાં છે. વરસો સારાં થવા લાગ્યાં, તેથી ધનપ્રાપ્તિ પણ કરવા લાગ્યા. પરંતુ કચ્છમાંથી ઉચાળા ભરીને ભાગ્યા ત્યારે પીરાણા સતપંથ ધર્મના ધામરૂપી ખાનાઓ અને આચાર વિચાર, પહેરવેશ વિગેરે કલંકો સાથે લેતા આવેલા, તેથી ગુજરાતમાં કાયમનો વસવાટ કરી રહેલ

અન્ય હિંદુ કોમોથી તદ્દન અલગ દેખાવા લાગ્યા. તેથી ત્યાંની દરેક કોમના માણસોમાં વહેમ ઉત્પન્ન થયો અને તેઓ સર્વે આ કણબી જ્ઞાતિને મુસલમાન ધારવા લાગ્યા. તેથી ઠાકરડા, અને ધાંચજા જેવી ઉતરતી કોમોના માણસો પણ તેમના છાંટો સરખો લેતા નથી.

પીરાણા સતપંથના સ્વાર્થી અને પ્રપંચી સૈયદો અને તેના એજન્ટ કાકાઓએ અહિંઆં પણ કણબીઓનો પીછો છોડયો નહિ. કરપે કરપે રઝળી ભીખ માગવાના બહાને (દશોંદ વિશોંદ ઉઘરાવવા) ભોળા અને અભણ કણબીઓની સ્થિતિ અતોભ્રષ્ઠ તતોભ્રષ્ઠ કરી મૂકી. સૈયદોની તથા કાકાઓની વધારે આવજાવ થવા લાગી તેથી અન્ય હિંદુ કોમોનો વહેમ વધારે મજબુત થતો ગયો. ત્યાંના લોકો આ સ્વાર્થી અને કપટી સૈયદોને પૂછવા લાગ્યા કે "આ કચ્છી લોકો કોણ છે"? ત્યારે મફતનો માલ ખાનારા સૈયદો કહેવા લાગ્યા કે "કચ્છીઓ અમારા શિષ્યો (મુરીદો) છે અને અમો એમના ગુરૂ છીએ" આથી એ લોકોને સજ્જડ ઠસી ગયું કે કચ્છીઓ હિંદુ કહીને આપણને ઠગે છે. જેથી કચ્છના કણબીઓ જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં બધી જગાએ હડધુત થવા લાગ્યા. આમ દરેક રીતે હડધુત થવાથી કેટલાક સ્વમાનપ્રિય નવયુવાનોનું શુદ્ધ ક્ષત્રિય લોહી ઉકળી આવ્યું, અને તેઓ ગળે વળગેલા

૧૯

પાપી પીરાણા સતપંથને દુર ફેંકી દેવાના પ્રયત્નો કરવા લાગ્યા. પ્રથમ ગામ વિરાણીના વતની ભાઈઓએ સુધારાની ચળવળ દેશમાં નજરે જોયેલી અને સ્વ. નારાયણજી ભાઇના અંગત સંસર્ગમાં રહેલા, વળી તેઓ ઘણા દિવસથી પીરાણા સતપંથ ધર્મથી જુદા પડી ગયા હતા, એટલે તેમના આચાર વિચાર પણ કાંઈક સારા હતા, એટલે પીરાણા સતપંથ ધર્મનો (ઘંટ ગળેથી ઉતારી) ત્યાગ કરીને ગુજરાતમાં પ્રથમ કેશરપુરા ગામે (બોરડી ટીંબા) શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનના મંદિરની સ્થાપના કરી. પરંતુ તેઓએ આગળ પ્રચાર ચાલુ ન રાખ્યો અને પોતાના મેળના કમ્પાઓનું મંડળ બાંધીનેજ બેસી રહ્યા.

See Page 125 (153 of 244) for related background

કચ્છમાંથી જેમ જેમ કણબીઓ વધારે આવવા લાગ્યા તેમ તેમ સૈયદો અને કાકાઓની આવજાવ પણ વધવા લાગી. તે એટલે સુધી કે દરેક કમ્પાઓમાં છડેચોક સભાઓ ભરી કણબીઓને ગુરૂમંત્ર આપવા લાગ્યા. તેથી કેટલાક ગામના સમજુ ભાઇઓ કે જેઓ ગુજરાતના સારા સારા ગ્રહસ્થ ભાઈઓના સંસર્ગમાં આવેલા. તેઓને આ સૈયદો અને કાકાઓનું વર્તન રૂચ્યું નહિં, તેથી પોતાના મેળના કમ્પાઓના ઘણા ભાઈઓને ભેગા કરીને સૈયદો અને કાકાઓ અહિંયા આપણા કંમ્પાઓની અંદર આવી આપણને વટલાવી રહ્યા છે, અને તેથી તેમનાથી દૂર રહેવાની જરૂર છે, એમ સમજાવી સૈયદો

અને કાકાઓને પોતાના કમ્પાઓમાં આવવા દેવાની બંધી કરી, અને સાથે ઠરાવ કર્યો કેઃ—

"હવેથી આપણા માંહેનો કોઇ ભાઇ સૈયદો અને કાકાઓને આશરો આપશે તેને દંડ આપવો પડશે" છતાં પણ કેટલાક અંધશ્રદ્ધાળુ ભાઈઓએ જુની પ્રથા ચાલુ રાખી એટલે સૈયદો અને કાકાઓ આવતા બંધ થયા નહિ. આથી સનાતન ધર્મપ્રેમી યુવાન ભાઈઓએ ભેગા થઇ સૈયદો અને કાકાઓના કુટીલ કાવત્રામાંથી જ્ઞાતિના અજ્ઞાન અંધશ્રધ્ધાળુ ભાઇઓને છોડાવવા માટે જુદોજ ઉપાય શોધી કાઢયો. કારણકે અંદરોઅંદર ઘર-મેળે સમજાવવાની દરેક વિનંતીઓ અને કોશિષો કામ ન લાગવાથી અંતે કંટાળીને એક જાહેર હેન્ડબીલ પીરાણા સતપંથ ધર્મ વીરૂધ્ધનું તા. ૨૯-૯-૩૬ ના પહેલવહેલુ છપાવીને બહાર પાડયું. ત્યાર પછી વ્યવસ્થિત પ્રચાર કરવા માટે "શ્રી કચ્છ કડવા પાટીદાર ભાગ્યોદય સભા" સ્થાપી. અને પીરાણા સતપંથ ધર્મનો બહિષ્કાર કરી સનાતન ધર્મ અંગિકાર કરવાની જીજ્ઞાસાવાળા કેટલાક ભાઈઓનો તેઓને ટેકો મળવા લાગ્યો. એમ ધીરે ધીરે પણ મક્કમ રીતે સંખ્યા વધવા લાગી.

First Handbill / pamphlet

Bhagyoday Sabha formed after 1936

ઉપરોકત સુધારક ભાઈઓમાંના કેટલાક ભાઈઓ એવા મતના હતા કે જેઓ પાપી પીરાણા સતપંથના

પાખંડને માનતા હોય તેઓનું ખાવાપીવાનું બંધ કરવું. આવા શૂરવીર ભાઇઓએ પોતાના સુધારાની ચળવળ અને પીરાણા સતપંથ ધર્મ વિરૂદ્ધ પોતાના વિચારો જણાવી જ્ઞાતિમત કેળવવાના શુભ આશયથી તા. ૧૫-૧૧-૩૬ ના રોજે બીજી પત્રિકા "પીરાણા સતપંથી ભાઇઓને સૂચના તથા સાચી સલાહ" ના નામે છપાવીને જાહેરમાં પ્રસિદ્ધ કરી જે પત્રીકા દેશ પરદેશમાં પણ મોકલવામાં આવી.

Pirana Satpanthi Bhaione Suchana Tatha Sachi Salah 15-Nov-1936

સદરહુ પત્રિકા ગામશ્રી માનકુવાવાળા શ્રીયુત રાજારામ શામજી ધોળુ દ્વારા આદ્યસુધારક સ્વ૦ નારાયણજી ભાઇને મળી, તે પત્રિકા વાંચી તેમના આનંદનો પાર રહ્યો નહિ.

પોતે વાવેલા સુધારાનાં બીજનો ગુજરાતમાં અણધારેલી રીતે ફણગો ફુટેલો જોઇ આ ધર્મવીરના આશાપૂર્ણ હૃદયમાં આનંદનો સંચાર થયો. પોતાના કાર્યને આમ એકાએક આગળ વધેલું જોઇ અંતરની ઉર્મિઓ ઉભરાવા લાગી. કારણકે જ્ઞાતિના સુધારક વર્ગમાં કેટલાક અંગત મતભેદોના લીધે મુંબઇ, ઘાટકોપર, કરાંચી વગેરે સ્થળોએ સુધારાના કાર્યમાં શિથિલતા આવેલ હતી અને વાતાવરણ પણ ઘણું ગંદુ બનાવી મૂકવામાં આવેલ હતું ત્યારે ગુજરાતમાં એક નવા ક્ષેત્રની અચાનક શરૂઆત થયેલી જાણી આ નરશાર્દુલના મનની ગ્લાની ઉડી ગઇ, અને પોતાના નવા સુધારક ભાઇઓને ખરા અંતઃકરણ-

Revolution started in Gujarat Kampas.

But LN movement was already on. After Bordi Timba soon other temples were built around this time.

પૂર્વક અભિનંદન આપી ઉત્સાહ પ્રેરક તથા તન, મન, અને ધનથી સાથ આપવાની તીવ્ર ઉત્કંઠા દર્શાવતો પત્રવહેવાર ચાલુ કર્યો. જેમાંનો એક પત્ર નીચે મુજબ છે.

"વિરાણી તા. ૨૮-૧૨-૧૯૩૬
મહા સુ. ૧૫ ૧૯૯૩.

શ્રી કચ્છ કડવા પાટિદાર ભાગ્યોદય સભાના કાર્યવાહકો તથા પીરાણા સતપંથી ભાઇઓને સૂચના તથા સાચી સલાહ આપનાર ધર્મવીર જ્ઞાતિભક્ત, જ્ઞાતિહિતચિંતક એક જીજ્ઞાસુ ભાઈની સેવામાં.

મુ૦ દેહમાઇ (ગુજરાત)

VSAK: 15-Nov-1936

સંવત ૧૯૯૩ ના કારતક સુદ ૧ ના દિવસે જીજ્ઞાસુ ભાઈના તરફથી બહાર પડેલ લેખ રા. રા. રાજારામ શામજી ધોણુ ગામ માનકુવાવાળા તરફથી થોડા દિવસો ઉપરે મને વાંચવા મળેલો.

તમારો એ યશસ્વી લેખ વાંચી હૃદયમાં ખુબ આનંદ થયો. તમોએ એ લેખ બહાર પાડી કચ્છની કડવા પાટીદાર પીરાણાપંથી જ્ઞાતિ ઉપર મહાન ઉપકાર કર્યો છે, અજ્ઞાનતાના અંધારા કુવામાં ગોથાં ખાતી આપણી

જ્ઞાતિને દિવ્યપ્રકાશ આપી આપનું કર્તવ્ય પરિપૂર્ણ રીતે કરી બતાવ્યું છે. ગુજરાતના ગામડે ગામડે હડધુત થતી કચ્છની કડવા પાટિદાર જ્ઞાતિની આંખો ઉઘાડવા માટે તમારો એ લેખ દિવ્યચક્ષુ સમાન છે.

મારા સમજવા તેમજ માનવા પ્રમાણે "ભાગ્યોદય સભા" ના કાર્યવાહકો તેમજ જીજ્ઞાસુ ભાઇએ પીરાણાના પાખંડી પંથને સદાના માટે હૃદયમાંથી તિલાંજલી આપીજ દીધી છે. એમ તમારો લેખ વાંચ્યા પછી સ્પષ્ટ જણાઇ આવેછે, છતાં દિલગીરી એ થાય છે કે શુદ્ધ નિષ્ઠાથી જે લખાણ પ્રસિદ્ધ થયું છે તેમાં જીજ્ઞાસુ ભાઇનું નામ કામ, તથા ગામનો પરિચય નથી આપ્યો એ દીલગીરીની વાત છે. છતાં તેની કાર્યવાહી જ્ઞાતિ સેવાના ધર્મકાર્યમાં જ્ઞાતિમાતાની યજ્ઞવેદીને ઉપયોગી થઇ શકે એવા શુભ આશયથી લખાઇ છે. મારી પણ તમોને એજ સલાહ છે કે તન, મન અને ધનના ભોગે પણ આપણી જ્ઞાતિને મુસલમાન સૈયદોના પંજામાંથી જરૂર છોડાવવી જોઇએ. તમોએ જ્ઞાતિને સુધારવા માટે અટંકી વ્રત ધરી અંતરના આત્માની સાક્ષીએ જે ભીષણ પ્રતિજ્ઞાઓ કરી છે, તેને પરિપૂર્ણ કરવા માટે તમો આકાશપાતાળ એક કરજો, અને તમને સંપૂર્ણ વિજય મળે ત્યાં લગી લીધેલું કાર્ય છોડશો નહિ. મારી ખાસ અંતરની અભિલાષા એ છે કે આખરે વિજય તમારોજ છે

અત્યારે દેખાતા શત્રુઓ તમારા મિત્ર બનશે. તમને નિંદનારાઓ તમને વંદન કરશે, તમને છોડી જનારાઓ તમારો સાથ શોધતા આવશે, જેઓ હાલે તમારાથી અસહકાર કરી રહયા છે તે પણ તમારો સહકાર કરશે. જ્ઞાતિ-સમાજ નહિ પણ કુદરત પણ તમને મદદ કરશે. તમો કચ્છવાસી ભાઈઓએ ગુજરાતની પૂનિત ભૂમિમાં ફરી પગલા માંડયા છે ત્યાં પણ કચ્છના કડવા પાટીદારોનો વિજયધ્વજ ફરકાવશો એવી મારી અંતરની તીવ્ર ભાવના હું પ્રદર્શિત કરૂં છું.

તમોએ ગુજરાતમાં પીરાણાના પાખંડી પંથને નાબુત કરવાનો જે વિજય ડંકો વગાડયો છે એવા ધર્મ વીરોનું સ્વાગત કરવા મારે કચ્છથી ત્યાં દોડી આવવું જોઈએ. તમારા મહામુલાં સનમાન અને સ્વાગત જ્ઞાતિના દરેકે દરેક ભાઈ તેમજ બહેનોએ કરવાંજ જોઈએ. તન, મન અને ધનના ભોગ આપો શકે એવા અનેક જ્ઞાતિના યુવકો તમારી સેવામાં હાજર થવાજ જોઈએ.

આજે ધંધા રોજગાર કરવા પહેલાં આપણી જ્ઞાતિને લાગેલ પીરાણાના અર્ધદગ્ધ મુસલમાની ધર્મનું કાળું કલંક ધોઈ નાંખવા માટે આત્મ બળિદાનની ખાસ જરૂર છે. અને એ તો તમે જાણો છો કેશરપુરા ( બોરડીટીંબા )

રહેતા વીરાણીના ભાઇ વાલજી ભીમજી નાગજીઆણી અત્રે થોડા દિવસ થયાં આવેલા છે, તેમના મોંએ જ્ઞાતિ સુધારાના સમાચાર જાણ્યા તેમના પુત્રનો પાછળથી આવેલ પત્ર પણ વાંચ્યો. ગુજરાતમાં રહેતા કચ્છના જ્ઞાતિ સુધારક ભાઇઓએ પીરાણા. સતપંથીઓની સાથે ખાવાપીવાનો

27-Dec-1936 →

વહેવાર બંધ કરેલ છે અને માગસર સુદ ૧૪ રવિવારે ફરી સભા મળવાનો છે તેમાં એ ઠરાવને વહેવારૂ રૂપ આપી એ પાખંડી વટલેલા પંથવાળાઓની સાથે ખાવા-પીવાનો સદાના માટે બહિષ્કાર કરવાની જે ભિષ્મપ્રતિજ્ઞાઓ કરવા-કરાવવાની છે તેને હું મારા શુદ્ધ અંતઃકરણથી ટેકો આપું છું, અને તમોને ફરીથી ચેતાવું છું કે “ કાર્ય સાધયામી વા દેહ પાતયામી ” એ સુત્રને ભુલશો નહિ.

Read Nakhtrana Navavas Laxminarayan temple inauguration report date 20-May-1937, to understand the true picture and perspective behind this writing.

તમોને સુધારકોના નામે એવા પણ સુધારકો મળી આવશે કે પીરાણા સતપંથને તિલાંજલી આપવી. પરંતુ સૈયદો તેમજ કાકાઓથી વટલેલા જ્ઞાતિ ભાઇઓની સાથે જમવાનો વહેવાર બંધ ન કરવો. આ તેમની બીકૂપણાની સલાહ માનશો નહિ, તમારી અડગ ટેકને તોડાવવા માટે અનેક રીતે સમજાવશે. ભય અને પ્રીત પણ દેખાડશે, પરંતુ તમો તમારી અડગ ટેકમાં શ્રદ્ધા રાખી તમોએ લીધેલી પ્રતિજ્ઞાઓ જરૂર પાળશો. ભાઇ જીજ્ઞાસુ-

Paval ni goli
સ્મશાન /
Crematorium

વાળા લેખમાં મસાણી માટી વાળી ગોળીથી અઘોર નિદ્રા આવી જાય છે, એ અપવિત્ર ગોળી પીનાર તથા સૈયદોને ગુરૂ કરી વટલનારની સાથે ખાવાપીવાનો વહેવાર રાખનારાઓની શેહમાં તમો દબાશો નહિં, તોજ તમારો સંપૂર્ણ વિજય તમો કરી શકશો. જ્ઞાતિને લાગેલું કલંક તમે ધોઇ શકશો એ તમો ખાત્રીથી માનજો. મને શંકા છે કે અમારા વિરાણી નિવાસી કેશરપુરાવાળા ભાઈઓ સૌથી પહેલાં જાગ્યા છે, છતાં જ્ઞાતિ વહેવાર તોડવાની તે હિંમત કરી શકશે કે કેમ ?

ગુજરાતમાં વસતા કોળી, ઠાકરડાઓ, ગાંયજાઓ પણ કચ્છના કણબીઓનો છાંટો સરખો પણ નથી લેતા એ સર્વ પ્રતાપ પીરાણા પંથનો તેમજ સૈયદો આવજાવ કરે છે તેનોજ છે. જે મમતમાં રહેનારા છે તેઓને તમારી અડગ ટેક થોડાજ વખતમાં છિન્નભિન્ન કરી નાખશે. આજે પીરાણાના પાખંડી પંથમાંથી જ્ઞાતિને છોડાવવાના માટે ત્રીસ ત્રીસ વરસ થયાં પ્રયત્નો ચાલી રહયા છે, તેમાં પણ જેઓ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત લઈ પાવન થયેલા ભાઇઓએ જે દુઃખ અને હાડમારી ભોગવી છે તેના જેટલું તો દુઃખ અત્યારે છે નહિ, છતાં તેઓની અડગ શ્રધ્ધા આજે શું કામ કરી રહી છે તે તમો જાતે અનુભવો છો.

૨૦

છતાં પણ મને શંકા છે કે પોતાને જ્ઞાતિ સુધારક તરીકે ઓળખાવનારા, શુદ્ધિ બગાડી વટલેલા, ખાનાઇ-ઓની સાથે બેસી જમનારા ભાઇઓનો પણ તોટો નથી. પોતે સગવડીઆ પંથમાં ભળી જઇ શુદ્ધિવાળા ભાઇ-ઓને કોઇ પણ પ્રકારે હેરાન કરવામાંજ અને તેની શુદ્ધિ બગાડી નાખવાની સેવા ઉઠાવનારા ભાઇઓ પણ તમને મળી આવશે. તેઓ તમારી અડગ શ્રદ્ધાને તોડી પાડવા અનેક દાખલા દલીલો પણ લાવશે, તેથી છેતરાશો નહિં. મહાત્મા ગાંધીજીના દાખલા દલાલો આપશે, ઢેઢ ભંગીની સાથે પણ જમવામાં વાંધો નથી. આજે દેશ આ પ્રમાણે વર્તી રહયો છે, એમ સમજાવી જ્ઞાતિની સાથે મળીને કાર્ય કરવાની સલાહ પણ આપશે. પરંતુ એ બધી વાતોમાં પોતાની કેવળ નબળાઇનુંજ પ્રદર્શન કરશે. હું આજે ત્રીસ વર્ષથી એ ભીરૂ હૃદયના ભાઇઓ સાથે વસું છું. તમારાં શુદ્ધિના કાર્યમાં અનેક વિઘ્નો નાખશે. તમારા નિશ્ચયને ગમે તે રીતે સમજાવી તોડી પાડવાના પ્રયત્નો કરશે. તો તેથી લેશ માત્ર પણ ચળાયમાન થશો નહિ તો અંતે વિજય તમારોજ છે.

તમારી આજની સર્વશ્રેષ્ઠ જ્ઞાતિસેવા ઇતિહાસમાં હંમેશના માટે ઉજ્જવળતા પ્રાપ્ત કરશે, એટલુંજ નહિ પણ અજોડ લેખાશે. તમોએ જે વિકટ પંથે પરિયાણ

કર્યું છે તેની નોંધ આજે મૃત્યુલોકના માનવીઓ ભલે યથાર્થ રૂપમાં નહિ લે તો પણ તમારી જ્ઞાતિ અને ધર્મની સેવા ન ભૂલાય કે ન ભુંસાય, એવા ભવ્ય રૂપમાં અમરતાને પામેલ છે, અને પામશે. આજે તમારે ગુજરાતમાં થોડા હાથે એવાં ઘણું વિકટ અનેક કાર્યોમાં સતત પ્રયાસ કરવાનો છે, તેમાં તમારી અડગ શ્રધ્ધા અને હિંમતની ખાસ જરૂર છે તમોએ આપણા કચ્છના ગુજરાતમાં ખેતી કરતા જ્ઞાતિ ભાઇઓ કે જેઓ પોતપોતાના જુદા જુદા કમ્પા બનાવી રહેલ છે તેમને જ્ઞાતિસેવા તેમજ પીરાણાના પાખંડિત પંથને તજી દેવાને અનેકવાર પડકાર કર્યો છે તેનો તમને યોગ્ય જવાબ નથી મળ્યો, તેથી નિરાશ થવાનું કંઇ નથી. એ ભાઇઓને પોતાની ભયંકર બેદરકારીનું જ્યારે ભાન થશે ત્યારે ભારે દુઃખરૂપ દેખાશે. સમય અને ટાણું ચુકયો તે હાર્યો એમ હજુ એમને ખ્યાલમાં નથી. પણ એ બેદરકારી તમે એ અજ્ઞાન ભાઇઓની લેખશો નહિં. તે તો તેમની અજ્ઞાનતાની છે, બીનકેળવણીની છે, જ્યાં પ્રજાવર્ગ અક્ષરજ્ઞાનથી પણ રહિત હોય ત્યાં આવી વિપત્તિઓ જ્ઞાતિના સુધારકોને અનેક વખત સહન કરવી પડે છે, અને પડશે. જ્યાં સુધી જ્ઞાતિસેવાના રહસ્યો ન સમજાયાં હોય ત્યાં સુધી અજ્ઞાન ભાઇઓ સમજી ન શકે. બળતા દીવામાં પતંગિયાઓ એકાએક ઝંપલાવી શા માટે બળી

મરે છે? જ્યાં સુધી તનમાં તાલાવેલી નથી લાગી ત્યાં સુધી! જ્યાં સુધી અંગપ્રત્યાંગમાં જ્ઞાતિસેવાની ધગશ સળગી નથી ઉઠી ત્યાં સુધી! અત્યારે તમને કદાચ ધારણા પ્રમાણે સહકાર નહિં સાંપડે છતાં સદાના માટે આ દિવસો નથી રહેવાના. એક દિવસ જોતજોતામાં કચ્છના ગુજરાતમાં રહેતા જ્ઞાતિબંધુઓનો આત્મા અવનતિની આગમાં સળગી ઉઠશે. એજ માડીજાયાઓ પ્રાણની પણ દરકાર કર્યા વિના પીરાણાના પાખંડી પંથની ઉડતી આગને ઓલવવા કટિબદ્ધ થશે. દેહ અને દ્રવ્યના ભોગ આપવા તે કદિ પાછી પાની નહિ કરે, અને ઘરેઘરમાં જ્ઞાતિસેવાની મહાભારત જ્વાળા પ્રકટાવશે. પ્રકટાવી રહેલ છે. તેનાજ આજ અવનવા પરિણામો નથી તો બીજું શું છે?

સમય વધારે દૂર નથી. જોતજોતામાં એક નહિ પણ ગુજરાતના દરેકે દરેક કમ્પાઓ તેમજ કચ્છ દેશમાંના બધા પાટીદારો તમને સાથ આપશેજ. હવે દરેકને પોતાની ભુલ સમજાણી છે. અંતરમાં તો દરેકે દરેક જણ સમજી ગયા છે કે આજ સુધી આપણે અવળેજ માર્ગે ઉતરી પડયા હતા. ખરો માર્ગ આજે તેમને બરાબર સમજાયો છે. જેમ વીજળીનો ઝબકારો લાગે અને જોતજોતામાં પ્રકાશરૂપી બાણથી વિંધાય તેમ આજે

હું તો જોઉં છું કે, ગુજરાતમાં વસતા પાટિદાર ભાઈઓ તેમજ કચ્છના પાટિદાર ભાઈઓના હૃદયમાં પ્રકાશનાં બાણુ વાગી ચુકયાં છે. પીરાણાના અર્ધદગ્ધ ખીચડીઆ પંથને તિલાંજલી આપી વીરાણી ગામે તો કયારનુંએ પોતાનું નામ અમર કર્યું છે. તે સિવાય દયાપર, પાનેલી, કોરાવાળી વિરાણી, ગડુલી, અને મેઘપુર ગામે વસતા આપણા પાટિદાર ભાઈઓએ દેહશુદ્ધિ કરાવી પીરાણાના પાખંડી પંથને કયારનીએ વિદાય આપી દીધી છે, અને ઉપર જણાવેલાં ગામોએ નવાં મંદિરા બંધાવી ભગવાનની પ્રતિષ્ઠા કરી દેવપૂજનનો ઘંટારવ વગાડી દીધો છે.

અત્યારે નખત્રાણા ગામમાં કણબીઓની જગ્યામાં એક ભવ્ય શિખરબંધ મંદિર બંધાઈને તૈયાર થઇ ગયું છે. અને તેમાં ભગવાનની પ્રતિષ્ઠા ચૈત્ર મહિનામાં થવાની છે, તે સિવાય વિથોણ, દેવીસર, કોટડા, માનકુવા, દેશલપુર, લોડવા દુર્ગાપુર, કોડાય, ગઢશીશા વગેરે ગામોમાં સારી રીતે જાગૃતિ આવી છે. જુની રૂઢીને બદલીને સનાતન માર્ગે શરીરો ભલે ન બદલાયાં હોય પણ દરેકનો આત્મા તો જાગૃત થઇ ગયેલોજ છે. આપણે અવળી દીશામાં ઉભા છીએ એમ તો જરૂર એ લોકોને સમજાયું છે. દરેકે દરેકના હૃદયને આઘાત તો થઇ ચુકયો છે. અત્યારે કદાચ સાથ આપવા જેટલી તેઓમાં હિમ્મત નથી દેખાતી, કારણ કે વર્ષોથી ભીરૂતાના પાસમા જકડા-

Which temples in these villages?
This means Narayan Ramji is not against Temples or Idol worship

Nakhtrana LN Temple

ચેલાઓનો આત્મા આજે પરાજયતાનો સ્વિકાર કરી સમાજમાં ખભેખભાં લગાડી ઉભા રહેવા જેટલું મનોબળ મેળવી શકેલ નથી, એજ માત્ર ખામી છે. એ ખામી દૂર કરવા માટેજ પ્રચારકાર્યની મહાભારત જરૂર છે. ગામે ગામ જ્ઞાતિ સુધારક મંડળને પહોંચી વળવાની જરૂર છે. ઠેકાણે ઠેકાણે પ્રચારક મંડળની નાની શાખાઓ ઉભી કરવાની જરૂર છે. લાયક યુવકો અથવા તો જ્ઞાતિના ભાઈઓ ચાંર છ હોય ત્યાંજ બે ચાર નાની નાની સભાઓ કરીને તેમને પ્રચાર કાર્યની પ્રણાલી સમજાવી દેવાય અને તે પ્રમાણે સભાઓ થાય. ભલે સભા નાની હોય તેની પરવા નથી. ભલે ઓછામાં ઓછા માણસો હોય છતાં આપણે નિર્દોષ પ્રચારકાર્ય કરતાં હોઈશું તો જરૂર તે સાંભળવા માટે સંખ્યાબંધ માણસો આવશે જ, અને તેથી જ આપણી કાર્યસિદ્ધિ જલ્દીથી સફળ થશે. એટલું ઇચ્છીને હવે હું જેઓ હજુ પીરાણાના પાખંડી પંથને વળગી રહયા છે તેવા આપણા જ્ઞાતિના ભાઈઓને બે શબ્દો કહેવા માગું છું. આ મારો નીચે લખેલો સંદેશો તેવા ભાઈઓને જરૂર વંચાવશો.

વ્હાલા જ્ઞાતિબંધુઓ ! તમે પીરાણાના કબ્રસ્તાની પંથને પાળવાથી અન્ય હિંદુ જ્ઞાતિમાં કેટલા હલકા પડયા છો ? તેટલુંજ નહિં પણ હડધુત થયા છો ? ધોબીનો કુતરો નહિં

વાટનો કે નહિં ઘાટનો એવી હાલત થઇ ગઇ છે, તે વિચારો, પીરાણાના કેટલાક પેટભરા સૈયદો તમને પચ્ચીશ રૂપિયામાં અમરાપૂરીમાં લઇ જવાના સોદાઓ કરી રહયા છે, બાગે બહેસ્તની હુરોઓની લાલચો આપી રહયા છે તેનો તો કાંઇક વિચાર કરો! સોના રૂપાની, મહેલાતોમાં સવાલાખ વરસ સુધી એક એક મુમનને રાજ કરવા મળશે તો પછી પોતે સૈયદો શા માટે તમારી પાસે ભીખ માગે છે! એક બાજુ સમજુ સૈયદો તો જાહેર રીતે કહી રહયા છે કે પીરાણા સતપંથ મુસલમાની ધર્મ છે. અને તેને માનનારા પણ મુમન-મુસલમાનોજ છે. આવા સાચા અને સચોટ ખુલાસાથી પણ શું તમારી આંખો હજી નથી ઉઘડતી? હલકી કોમના હિંદુઓ તમારો છાંટો સરખો પણ લેતા નથી. તેથી તમને શરમ આવતી નથી? એજ ફુટેલાં ભાગ્યની નિશાની છે.

સ્વર્ગ

અન્ય હિંદુ જ્ઞાતિઓ તેમજ મુસલમાનો તમારી નિંદા કરેછે, અપમાનો કરેછે. તેનો પસ્તાવો તમને થતો નથી? અને ઉલટા છુપી રીતે વટલાતા જાઓ છો? છતી આંખે આંધળા થઇ પોતાની મશ્કરી કરાવવાના કારણરૂપ ન બનો. કડવા પાટિદાર જેવી ઉચ્ચ જ્ઞાતિમાં જન્મ લઇને આમ છેકજ હલકી પાયરીએ બેસી જવાનું તમોને ન શોભે. તમે મારા જ્ઞાતિબંધુ હોવાથી તમને

સાચી સલાહ આપવાને મારી ફરજ અદા કરતાં કહું છું કે જો તમો તમારા ખોટા દુરાગ્રહને નહિજ છોડો તો તમારે હવે ચોખ્ખા મુસલમાનજ થવું પડશે. કારણ કે ભાગ્યોદય સભાના સભાસદોનો નીતિ ભરેલા ચાલુ શબ્દ-પ્રહાર તમે વધુ વખત સહન નહિ કરી શકો. માટે ચેતો તો ચેતવાનોજ આ સમય છે. પાછળથી પસ્તાશો. અને લોહીના આંસુ વહેવડાવી ભુંડા હાલે રહશો. હિંદુ ધર્મની પ્રભુતા આર્યવેદોક્ત ધર્મની વડાઇ, પ્રીતિ અને ઇજ્જત તમારા હાથમાં છે તેને તદ્દન મૂર્ખાઇથી ખરબાદ ન કરો. છેવટે હું એટલુંજ ઇચ્છું છું કે, પરમકૃપાળુ પરમેશ્વર તમારી દયાજનક સ્થિતિ પર દયા કરે અને તમારા માથે પીરાણા સતપંથનુ જે કાળું કલંક છે તેમાંથી તમને મુક્ત કરે. ૐ શાંતિ.

લી. જ્ઞાતિસેવક પટેલ નારાયણજી રામજીભાઇ.

ઉપર મુજબના સ્વ૦ શ્રી **નારાયણજી** ભાઇના પત્રથી ગુજરાતવાસી ભાઇઓમાં અજબ ઉત્સાહ અને ઉમંગ વધ્યો. કચ્છના કણબી ભાઇઓને પીરાણા સત-પંથની પ્રપંચ જાળમાંથી છોડાવનાર, સનાતન ધર્મનો માર્ગ બતાવનાર આ દેવાંશી પુરૂષ, આદ્ય સુધારક, ધર્મ વીરના વીર વાક્યો વાંચી અજબ પરિવર્તન થયું અને ઘણીજ જાગૃતિ અને ઉત્સાહ પેદા થયો. મંડળનું રોતસર

Bhagyoday Sabha

બંધારણ ઘડાયું અને સર્વાનુમતે ગામશ્રી અમીનપુરાના પટેલ રામજીભાઈ વિશ્રામ ધોળુ પ્રમુખ ચુંટાયા. તથા પટેલ હીરજીભાઇ વાલજી સેક્રેટરી નીમાયા, પધ્ધતિસરની સભાઓ ભરાવા લાગી, તારીખ ૧૬-૧૦-૩૬ ના રોજે માધવ મુકામે સભા થઇ, તેમાં ખુબ પીરાણા સતપંથ વિરૂદ્ધની ચર્ચા થઇ. ત્યારબાદ તા. ૧-૧૧-૩૬ ના રોજે દેહુમાઇ કમ્પામાં સભા કરી તેમાં જ્ઞાતિને કલંક રૂપ પીરાણા સતપંથનો વિરોધ કરતા છ ઠરાવોની યાદિ તૈયાર કરીને તેમાં સેંકડો ભાઇઓએ પ્રતિજ્ઞા લઇ પીરાણા સતપંથનું કાળું કલંક દુર કરવા કોશિષ કરી.

"શ્રી કચ્છ કડવા પાટીદાર ભાગ્યોદય સભા" તરફથી તા. ૨-૨-૧૯૩૭ ના રોજે "પીરાણા સતપંથ પર ભાગ્યોદયનો પ્રકાશ યાને સતપંથીઓને સુચના તથા સુધારકોને સહાનુભુતિ" નામનો લેખ છપાવી બહાર પડયો એવી રીતે સુધારાનું કાર્ય ઝડપભેર આગળ વધવા લાગ્યું. સ્વ. નારાયણજીભાઇના પ્રોત્સાહનથી સવંતં ૧૯૯૩ વૈશાખ વદ ૧૧ ને શનિવારે ગામશ્રી મગનપુરામાં શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનની પ્રતિષ્ઠા થઇ. આ પ્રસંગે સ્વ. નારાયણજીભાઇને પધારવાની વિનંતિ કરવામાં આવી હતી પરંતુ તે અરસામાં તેમની તબીયત સારી ન હોવાથી જઇ શકયા ન હતા. પણ મુંબઈથી ભાઇશ્રી રતનશી ખીમજી ખેતાણી અને દેશમાંથી મુરબ્બી ભાઇ રાજારામભાઇ શામજી

05-Jun-1937 - Maganpura

૨૧

This is not true. Read Nakhtrana Navavas Laxminarayan temple inauguration report date 20-May-1937 [781].

Last few pages in this book contains report on Maganpura Temple inauguration

ઘણુ પધારેલા હતા. તેઓએ આ પોતાને અનુકુળ ટાઇમનો લાભ લઇ નારાયણજીભાઇની ગેરહાજરીમાં તેમના પત્ર-વહેવારથી ગુજરાતની જ્ઞાતિના યુવાનોમાં આવેલ જોશ અને ઉત્સાહના વાતાવરણને ઠંડુ પાડી, સભામાં આપેલી સલાહથી ગુજરાતના ઉત્સાહી ભાઇઓના હૃદયમાં નિરાશા ઉત્પન્ન કરી પીરાણા સતપંથીઓની સાથેના ખાવાપીવાના વહેવારને બંધ કરવાની કરેલી પ્રતિજ્ઞાઓ પાળવાના કામમાંથી પાછા હઠાવી, વિચાર કરીને દરેક કાર્ય કરવાનો ઉપદેશ દીધો, એટલે ત્યાંના નવયુવાનોના મનમાં ઘણીજ નિરાશા ઉત્પન્ન થઇ અને સાથે ઘણી જાતના તર્કવિતર્કો થવા લાગ્યા. એક બાજુ ધર્મવિર નારાયણજીભાઇ ઉપદેશ આપી રહ્યા છે કે, પીરાણા સતપંથી જ્ઞાતિથી તદ્દન જુદા પડી દેહ–શુદ્ધિ કરાવી સનાતન ધર્મના અધિકારી બનવું. જ્યારે આ બાજુ આવો નરમ ઉપદેશ મળે છે ત્યારે બન્ને પક્ષમાં કયો ખરો માનવો ?

Madhav and Vishnupura

ત્યારબાદ થોડાજ ટાઇમમાં માધવ તથા વિષ્ણુપુરામાં દેવમંદિરો થયાં, તેમાં શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનની પ્રતિષ્ઠાઓ થઇ અને ઘણાં કુટુંબો પીરાણા સતપંથની પ્રપંચજાળમાંથી મૂક્ત થવા કટિબદ્ધ થયાં. જ્યારે આ ધર્મવીરના વ્યવહારથી આટલી બધી જાગૃતિ આવી અને

સરસ રીતે કાર્ય થઇ રહયું હતું, ત્યારે ભાઇશ્રી રતનશી ખીમજી ખેતાણી તથા રાજારામભાઈ શામજી ધોળુ તરફના જુદી જાતના બોધથી ગુજરાતવાસી ભાઇઓના મનમાં અનેક જાતની શંકાઓ થવા માંડેલી હતી. તેનું વ્યાજબી નિરાકરણ કરાવવા અને એ ધર્મવીરના દર્શનનો લાભ લેવા તથા તેમના વીર વાકયો રૂબરૂમાં સાંભળવા સુધારક ભાઇ બહેનોની આગ્રહભરી ઇચ્છા હતી. તેથી તેઓને ગુજરાત પધારવાનું આમંત્રણ લખી મોકલ્યું. તેનો મુરબ્બી શ્રી. નારાયણજીભાઈએ સહર્ષ સ્વીકાર કરતો નીચે પ્રમાણેનો ઉત્તર આપ્યો હતો.

"વિરાણી, તા. ૧-૧૧-૧૯૩૭.

શ્રીયુત ભાઈશ્રી હીરજી કરશન તથા
શ્રી કચ્છ કડવા પાટિદાર ભાગ્યોદય
સભાના સભાસદ ભાઈઓ જોગ,

મુ૦ વિષ્ણુપુરા.

આપના તરફથી તા. ૨૮-૧૦-૧૯૩૭ નો લખેલો કૃપાપત્ર મળ્યો, વાંચી આનંદ થયો. તમારા પત્રની લખાવટે મને ખરેખર દિવાનો બનાવ્યો છે. આપ સર્વ ભાઈઓની મારા તરફ મમતા, માયા, પ્રેમ અને સદ્ભાવની લાગણીઓ જોઇ હું તમારો જીંદગીભરનો વેચાણ

દાસ બન્યો છું. તમે મને તમારા સાચા હ્રદયથી તમારી તરફ આકર્ષણની માફક ખેંચ્યો છે. આજના તમારા પત્રની વિદ્વતાભરી વાકયરચનાને આધિન થઈ મેં મારા બધા વિચારો તમારો પત્ર વાંચ્યા પછી બદલ્યા છે. પહેલાં હું મુંબઇ જવાનો હતો. એ વાત હવે મેં માંડી વાળી છે. હવે તો હું જેમ બને તેમ જલદી તમારાં દર્શન કરી કૃતાર્થ થાઉં, એ સિવાય મારી બીજી એકે ઉમેદ નથી. તેથી હું અત્રેથી કારતક સુદ ૪ રવિવારે વિરાણીથી રવાના થઇ તા. ૯-૧૧-૧૯૩૭ કારતક સુદી ૬ મંગળવારે તલોદ સ્ટેશને ઉતરીશ.

લી૦ આપનો કૃપાભિલાષી દર્શનાતુર સેવક,

**નારાયણ રામજીના પ્રણામ.**"

ઉપર પ્રમાણેનો પત્ર વાંચી શ્રી કચ્છ કડવા પાટિદાર ભાગ્યોદય સભાના કાર્યકરોના આનંદની સીમા ન રહી. તલોદના સ્ટેશને તેઓશ્રીનો સત્કાર કરવા માટે હાજર રહેવા તૈયાર થઇ ગયા. સ્વ. નારાયણજીભાઇ તલોદ સ્ટેશને આવી પહોંચતાં તેમનું અંતઃકરણપૂર્વક સ્વાગત કર્યું. ત્યાંથી ધનસુરા મુકામે આવ્યા. અને ત્યાં સભા ભરી તેમનું જાહેર સ્વાગત કર્યું. ત્યારે તે સભામાં મગનપુરાવાસી સુધારક ભાઇઓના તરફથી તેમને મગનપુરા પધારવાને આમંત્રણ મળ્યું, જેથી નારાયણજીભાઇ

મગનપુરા એક દિવસ રોકાયા અને સભા ભરી સારો ઉપદેશ આપ્યો, અને સનાતન ધર્મનું રહસ્ય સમજાવી પોતાની જ્ઞાતિ પ્રત્યેની શુભ ભાવના વ્યકત કરી. મગનપુરાવાસી સુધારક ભાઇ-ઓને પોતાની જાતનું ભાન કરાવ્યું. ત્યાંથી માધવપુરવાળાઓએ આમંત્રણ આપ્યું. ત્યાં પણ એક દિવસ રોકાયા અને માધવપુરવાળા સર્વ સનાતનપ્રેમી ભાઇઓની સાથે જ્ઞાતિ સુધારાની અનેકવિધ વાતો કરીને સરસ સમાગમ કર્યો. ત્યાંથી સુરજભી ખેતાભાઇ પુંજાભાઇના કમ્પે ગયા અને ત્યાંથી વિષ્ણુપુર વગેરે સ્થળે સભાઓ ભરી વ્યાખ્યાનો આપ્યાં. જેનું સવિસ્તર વર્ણન શ્રી કચ્છ કડવા પાટિદાર ભાગ્યોદય તરફથી છપાઇ બહાર પડેલ છે. એવી રીતે ગુજરાતવાસી સર્વ ભાઇઓનો ભાવભીનો સત્કાર પામી તેઓશ્રી મુંબઇ પધાર્યા.

સ્વર્ગસ્થ નારાયણજીભાઇના ગુજરાતના આ પ્રવાસથી કચ્છી ભાઇઓમાં નવચેતન પ્રગટયું. સુધારા પ્રત્યે મનમાં ઉદ્દ્ભવેલી શંકાઓનું સમાધાન થયું અને મહામુલા બોધ વચનો સાંભળીને કેટલાક નવયુવાન ઉત્સાહી ભાઇ-ઓએ પીરાણા સતપંથનું કાળું કલંક ટાળવાની પ્રતિજ્ઞાઓ કરી. ખાનાઇઓ સાથે ખાવાપીવાનો તથા દરેક પ્રકારનો બહિષ્કાર કરવાના વિચારો કરવા માંડયા. પરમકૃપાળુ પરમાત્માની પૂર્ણ સહાયતાથી અને સ્વર્ગસ્થ નારાયણજી-

ભાઇના ઉત્તેજનથી શ્રી કચ્છ કડવા પાટીદાર ભાગ્યોદય સભાની પ્રવૃત્તિ દિવસોદિવસ વધવા લાગી. જ્ઞાતિમાં અજબ પરિવર્તન થવા માંડયું. અને તેના શુભ પરિણામે સંખ્યાબંધ ભાઇઓ તથા બહેનોએ અધર્મયુક્ત પીરાણા સતપંથ ધર્મનો ત્યાગ કરી સનાતન ધર્મનો અંગિકાર કરવા માંડયો. શુધ્ધિના મહાન ઉપાસક સ્વર્ગસ્થ નારાયણજીભાઇના સંસર્ગથી ગુજરાતવાસી ભાઇઓમાં પણ શુધ્ધિની ભાવના જાગૃત થઈ અને ઘણા જીજ્ઞાસુ ભાઇઓ ખરા અંતઃકરણપૂર્વક તે મહાન કાર્યને અમલમાં મૂકવાની ઉતાવળ કરવા લાગ્યા. પણ શુદ્ધિના કાર્યમાં કેટકેટલાં સંકટો સમાયેલાં છે તેના પૂર્ણ અનુભવી સ્વર્ગસ્થ નારાયણજીભાઇએ તેમને યોગ્ય સમયે સર્વ સારૂં થશે તેવા દિલાસાએ આપી અટકાવી રાખ્યા હતા તેના પ્રતિક રૂપે સુધારક ભાઇશ્રી ખેતાભાઇ પુંજાભાઇએ પોતાની બન્ને પુત્રીઓનાં સગપણ શુદ્ધિવાળા મહાન સુધારક વિથોણવાળા ભાઇ શ્રી વાલજી વસ્તાના દીકરાઓની સાથે કરીને શુદ્ધિશાળી ભાઇઓની સાથે નીકટનો સંબંધ બાંધ્યો. સંવત ૧૯૯૫ ના માગસર વદ ૬ ને રોજે તે લગ્નવિધિ થયો.

આ સમય ઉપરે સ્વર્ગસ્થ મુરબ્બી નારાયણજીભાઇ તથા વડીલ શ્રી જીવરાજ વસ્તા લીંબાણી માનકુવાવાળા

પણ પધાર્યા હતા. અને લગ્નપ્રસંગમાં ઘણાજ ઉત્સાહથી ભાગ લીધો હતો. ત્યારબાદ તા. ૧૪-૧૨-૧૯૩૮ બુધવારના રોજે શ્રી વિષ્ણુપુરા ગામે મુરબ્બી શ્રી કરશનભાઇ લાલજીના પ્રમુખપણા નીચે એક સભા ભરી મુંબઇથી પધારેલા મહેમાનોનું સારૂં સ્વાગત કરીને માનપત્ર અર્પણ કર્યું. તે સભામાં ગામશ્રી હડમતીઆ કમ્પાવાળા જ્ઞાતિ સુધારક સનાતન ધર્મપ્રેમી ભાઇઓ પોતાના ગામમાં શ્રીલક્ષ્મીનારાયણ ભગવાનનું મંદિર બંધાવી તૈયાર કરાવીને પ્રાણપ્રતિષ્ઠા ક્યારે કરાવવી તે બાબતની યોગ્ય સલાહ અને સુચનાઓ લેવા પધારેલા હતા. તેમને સ્વર્ગસ્થ મુરબ્બી નારાયણજીભાઇએ સલાહ આપી કે હાલમાં શિયાળો હોવાથી રૂતુ ઘણી ઠંડી છે. શરદી વધારે પ્રમાણમાં પડે છે માટે મારી તબીયત બરાબર રહેતી નથી. તો હાલ તુરત મારે દેશમાં જવાનું છે. તમો હાલ પ્રતિષ્ઠાં કરો તો મારાથી તુરતમાં પાછું આવી શકાય નહિ. માટે પ્રતિષ્ઠાનું કામ ઉનાળામાં રાખો તો ઘણીજ સારી વાત. વળી અહિંના કેટલાક ઉત્સાહી ભાઇઓ શુદ્ધિના કાર્ય માટે તત્પરતા બતાવી રહ્યા છે, તો એ નિમિ-તે એક મોટી પરિષદ ભરાય અને ગુજરાતના પ્રતિષ્ઠિત કડવા પાટિદાર ભાઇઓને પણ આમંત્રણો આપીએ અને શુદ્ધિનું કાર્ય તેઓની હાજરીમાં થાય તો ઘણુંજ સારૂં પરિણામ આવશે. તમો અહિંયા જેવું ધારી રહયા છો તેવુ સુંદર

Hadmatiya Kampa's present name is Takhatgad Kampa

કામ થશે. વિગેરે વાટાઘાટો કરીને ઉનાળા ઉપર પ્રતિષ્ઠાનો નિર્ણય થયો, એટલે તેઓશ્રી પાછા કચ્છ પધાર્યા. ત્યારબાદ હડમતિયા કમ્પાવાળા ભાઈઓએ પ્રતિષ્ઠાનું મુહુર્ત જોવરાવ્યું તો સં. ૧૯૯૫ ના મહા વદિ ૭ ને શુક્રવારે આવ્યું બીજું કોઈ સારૂં મુહુર્ત આવતું ન હતું. તથા બીજા પણ કેટલાક સંજોગોને લઈને તેજ મુહુર્ત નક્કી થયું. તે મુજબ હડમતિયા ગામે શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનની પ્રાણપ્રતિષ્ઠા કરવાનું કાર્ય સારા વિદ્વાન બ્રાહ્મણોના હાથે કચ્છ વાંઢાયનિવાસી પૂજ્ય મહાત્મા શ્રી મહારાજ ઓધવદાસજીની હાજરીમાં જ્ઞાતિના ઘણા ભાઈઓ તથા બહેનો અને અન્ય હિંદુ સમાજના ગ્રહસ્થોની સમક્ષ કાર્ય પરિપૂર્ણ થયું, પણ આ સમયે સ્વર્ગસ્થ નારાયણજીભાઈની તબીયત બરોબર ન હોવાથી તેઓ આવી શકયા નહિ. અને જ્ઞાતિ સમગ્રની મોટી પરિષદ ભરવાની તેમની મહાન ઉત્કંઠા અધુરી રહી. તો પણ મુંબઈથી તેમના પક્ષના શુદ્ધિના હિમાયતી સુધારક ભાઈઓ સારી સંખ્યામાં પધારેલા. તેમજ શુદ્ધિ નહિ કરાવવાવાળા પક્ષના ભાઈઓ પણ પધારેલા. આ બન્ને પક્ષના જ્ઞાતિસુધારક ભાઈઓની પૂજ્ય શ્રી મહારાજ ઓધવદાસજીના પ્રમુખપણા નીચે ભરાયેલ સભામાં શુદ્ધિના મુખ્ય પ્રશ્ન ઉપર ખુબ ગરમાગરમ ચર્ચાઓ ચાલી. છેવટે ભાઈ શ્રી. રતનસિંહ ખીમજી તથા મુરબ્બી રાજારામ શામજીએ

10 Feb 1939

This suggests that Sant Odhavram and Ratanshi Khimji etc were on one side and NRL on another side.

દલીલ મુકી કે જ્ઞાતિની સાથે રહી પીરાણા સતપંથ ધર્મ છોડાવવાનું પ્રચારકાર્ય કરી ત્રણ મહિનાની બાદ એક જબરદસ્ત જ્ઞાતિ સમૂહ સાથે મોટા ઉત્સાહથી સનાતન ધર્મ અંગિકાર કરાવશું. અત્યારે અમારા કોઈ પણ પ્રચારકાર્યની વચમાં શુદ્ધિવાળા ભાઇઓએ ન આવવું. અમો ગુજરાતમાં દરેક કમ્પાઓમાં ફરીને પ્રચાર કરવા બંધાઇએ છીએ. તેના ઉપરથી મહારાજ શ્રી. ઓધવદાસજીએ પ્રચારકાર્યમાં સાથ આપવા માટે પોતાના એક શિષ્ય શ્રી. દયાલદાસજીને તે ભાઇઓને મદદ કરવાના આશયથી સાથે આપવાની ઇચ્છા બતાવી. તે ઉપરથી એ ભાઇઓએ કબુલ કર્યું, અને તેમના પક્ષમાંથી શ્રીયુત મહાશય મુરબ્બી રાજારામભાઇ તથા દયાલદાસજી બન્ને જણાને ત્રણ મહિના સુધી ગુજરાતમાં રહી દરેકે દરેક કમ્પાઓમાં ફરી, પ્રચારકાર્ય કરીને જ્ઞાતિ-સમુદાયમાં ધાર્મિક મત કેળવવાનું મહાન કાર્ય સુપ્રત થયું. ત્યારે ખુબ ખંત અને ખાહેશથી પોતાના લાગતાવળગતા સગાસંબંધીઓ અને જ્ઞાતિના ભાઇઓમાં આનંદ અને ઉત્સાહથી ભળી ખુબ પરિશ્રમ ઉઠાવીને પ્રચાર કરવાનું શરૂ કરી દીધું.

માન્યવર મુરબ્બી રાજારામભાઈ પોતાના મત પ્રમાણે પ્રચારકાર્ય કરવા મંડયા. તેઓ મુરબ્બી મૂળ સ્વભાવે સિદ્ધાંત વગરના અને શુદ્ધિના પાકા વિરોધી હોવાથી હાથ આવેલા અનુકુળ વખતનો લાભ લઇ લેવાની

૨૨

પૂર્ણ કાળજી રાખી પીરાણા સતપંથ ધર્મને છોડાવવાના ઉપદેશને અકબંધ રહેવા દીધો. અને શ્રી નારાયણજી-ભાઇના પ્રયત્નોથી આવેલ ઉત્સાહને ઠંડો પાડી જ્ઞાતિમાતાના ઉદ્ધારનો હજુ સમય નજદીક ન આવ્યો હોય તેમ સુધારાના કાર્યને આખું હડસેલી મુક્યું. હડમતિયા મુકામે સભાની અંદર ત્રણ મહિનાની મુદતના વાયદાને બદલે ત્રણ વર્ષે પણ ગુજરાતવાસી કચ્છી જ્ઞાતિભાઇ કોઇ સુધારાનું કે શુદ્ધિનું નામ સુદ્ધાં ન લે તેવો પાકો પ્રચાર કરીને ઠંડા કલેજે થોડાજ દિવસોમાં ઘાટકોપર આવીને બેસી ગયા. આવી રીતે જ્ઞાતિના અજાણ અજ્ઞાન ભાઈઓને ધાર્મિક તથા સામાજીક સુધારાઓનો ઉપદેશ આપવાનો મહાન ઉપકાર કરવાનો ડોળ દેખાડવો પણ અંદરખાને તો કોઇ કણબી બચ્ચો શુદ્ધિ કરાવીને પોતાનાથી આગળ ન વધી જાય એમ સમજાવવુ, અને શિખવવું. એજ એમનો ખરો આદેશ કેમ જાણે ન હોય ? ભલે અત્યારે તમો ગમેતેમ સમજાવતા હો પણ અનુકુળ સમય આવતાં તમારા કાર્ય પ્રત્યે તમોનેજ તિરસ્કાર આવ્યા વગર રહેશે નહિ. ભાઇઓ ! જ્ઞાતિ માતાની ઇજ્જત આગળ કોઇ મોટો નથી કોઇ નાનો નથી. ગમે તે ભોગે જ્ઞાતિમાં ઘર કરી બેઠેલી ધાર્મિક ભ્રષ્ટતા ટાળવામાં કોઇ નાનપ નથી કોઇ પણ રીતે ધાર્મિક

અને સામાજીક સુધારાની પ્રગતિ સધાતી હોય તો ગમે તેવા ભોગો આપવા અને દુઃખો સહન કરવાને દરેક સુધારક ભાઈઓએ તૈયાર રહેવું જોઇએ. પણ જ્ઞાતિ સુધારાનું સાચું સ્વરૂપ ઓળખાયું નહિ. વિશાળ દ્રષ્ટિથી વાત કરીએ તો જ્ઞાતિમાં એકધારો પ્રચાર થઈ રહ્યો હતો અને ખુબ ખંતથી કાર્યસિદ્ધી થઇ રહી હતી ત્યારે જ્ઞાતિના કમનસીબે આંટીઘુંટીઓ ઉપસ્થિત થઇ ! અને સુધારાંના કાર્યમાં આ મુશ્કેલીએ જબ્બર ગાબડું પાડયું જે પુરવાની સ્વર્ગસ્થની તનતોડ અને એકધારી મહેનત છતાં એ કાર્ય અધુરૂં જ રહયું.

## માંદગીને બીછાને

મનુષ્યની એકનિષ્ઠા, આત્મબળ, અને ત્યાગવૃતિ આદિ ઉંચ ગુણોની પરીક્ષા ત્યારેજ થાયછે કે જ્યારે પોતાના જીવન સંગાથીઓ સત્યના રસ્તે ચાલવાનો વિરોધ કરી, પ્રતિપક્ષમાં જઇ ભળે અને પોતાનાજ હાથથી શરૂ કરેલા જ્ઞાતિસેવાના મહાન કાર્યમાં જીવનમરણના સવાલો ઉભા થવાની વિપત્તિઓ આવી ઉભી રહે પરંતુ ભાગ્યદેવી તેવાજ અંટકીવીર નરને વિજયમાળા આરોપે છે, જેની આખી જીંદગી આપત્તિમય બનેલી હોય છે, છતાં હિંમતથી ટેકને છેવટ સુધી વળગી રહયા, અને પોતાનું, પોતાના મિત્રોનું અને આખી જ્ઞાતિનું ભાવિ ઉજ્જવળ બનાવવા માટે તેમના અંતરાત્મામાં ઉજ્જવળઝંખના હતી. પણ કચ્છી કડવા પાટીદારોના કમનસિબે તેમની તબિયત બગડી. છેલ્લાં ત્રણ વર્ષથી તેમને લકવાનો રોગ (પેરેલેસીસ) લાગુ પડયો. અને છેલ્લે છેલ્લે તો તેમની તબીયત વધારેને વધારે બગડતી ચાલી. છેવટે સં. ૧૯૯૭ ના ભાદરવા વદ ૭ ને દિને માંદાઇનો હુમલો ફરીથો થયો. આ ખબર મને ભાદરવા વદ ૯ ને દિવસે માનકુવા પહોંચાડવામાં આવ્યા. તેજ દિવસે હું વિરાણી પહોંચ્યો. માંદગીએ ગંભીર રૂપ પકડયું

Suffered paralysis for last 3 years of his life. i.e, for the years 1939 to 1941

Paralysis re-attack on 23 -Sep-1941

હતું, પરિસ્થિતિ ચિંતાજનક જોઇ તરત મેં તેજ રાત્રે
એક માણસ (ખેપીઓ) ને રવાના કરી ઉઘેડીથી ડૉ. શ્રી.
ગંગદાસભાઈને બોલાવ્યા. શ્રી. નારાયણજીભાઇના જીવનનું
મહત્વ તેઓ સારી રીતે સમજતા હતા. ખબર મળતાંજ
જરૂરી સાધનો સાથે તેઓ દોડતા આવ્યા. મારા મનમાં
તબીયતના માટે જેટલી ચિંતા અને શંકાઓ હતી તે
સર્વ હકીકત મેં તેમને પૂછી. તેમણે તેનો સંતોષકારક
ખુલાસો કરી મારા મનનું સમાધાન કરાવ્યું. તબીયત
સુધારવા માટે સર્વ શક્ય ઉપાયો તો ચાલુજ હતા.
શ્રી. ગંગાદાસભાઇ જેવા યશનામી ડોકટરમાં મને સંપૂર્ણ
શ્રધ્ધા હોવા છતાંય જો જરૂર હોય તો બીજા મોટા
ડોકટરને બોલાવવા માટે મેં એમની પાસે ઇચ્છા પ્રગટ
કરી. તેમણે કહ્યું કે પૂજ્ય નારાયણજીભાઇ જેવા ધર્મ-
વીરના જીવનની કિંમત હું જાણું છું. આ રોગના માટે
છેલ્લામાં છેલ્લા તમામ ડોકટરી ઉપાયો હું અજમાવી ચુકયો
છું નહિ તો હું પોતેજ બીજા કોઇ મોટા ડોકટરને બોલાવવાનું
કહેત. હવે જે ચાલુ ઉપચારો છે તે ચાલુ રાખો અને બને
તે સેવા ચાકરી કરો. ખુબ ચાકરી અને ઉપચારો કરવા
છતાં જ્યારે તેમનો અમને (મને, ભાઇશ્રી લધાભાઇ વિશ્રામને
તથા ભાઇશ્રી જીવરાજ વાલજીને) એમનો જીવનદીપક બુઝા-
વાની અણી ઉપર દેખાયો ત્યારે "હવે તો માત્ર આપણે તેમની
પાસેથી આદેશ અને આશીર્વાદજ લેવા બાકી રહ્યા છે"

એમ કહેતાં કહેતાં મારૂં હૃદય ભરાઇ આવ્યું, એ જોઇ શ્રી નારાયણજી ભાઇએ મને પાસે બોલાવી કહ્યું" "હું જોઉં છું કે તમે ખરી વાત જાણી ગયા છો. દુઃખી થયે અને હિમ્મત હાર્યે કંઇ વળશે નહિ જે થવાનું છે તે થઇને રહેશે" એમની આ વાત સાંભળી મારા મનમાં ઘણું જ દુઃખ થયું પણ, ધીરજ ધારણ કરી પુછયું "કાકા, તમારે કંઇ કહેવું છે?"

"હા મારે કહેવું છે. મારા જ્ઞાતિ બંધુઓ પ્રત્યે કહેવું છે અને તે તારી મારફતેજ કહેવું છે."

અંતિમ ઈચ્છા

સ્વર્ગસ્થની અંતિમ ઇચ્છા.

"જગતની જંજાળોમાં કોઇ વાતની ભાવના રહી નથી. ઘણું જોયું, સાંભળ્યું, અનુભવ્યું, અમલમાં મૂકયું, અનેક સંકટો સહયાં, મોજ કરી, ઘણી નામના મેળવી કોઇ ઇચ્છા બાકી રહી નથી માત્ર અધુરૂં રહયું છે, મારા જીવનમાં આદરેલ જ્ઞાતિ સુધારાનું મહાન કાર્ય અનેક જાતની યાતનાઓ અનુભવી રહયો છું, વિચારોની પરાકાષ્ટા દૃષ્ટિમર્યાદાની બહાર જઇ રહી છે, પણ કોઇ ચોકસ પરિણામ મને દેખાતું નથી.

જ્ઞાતિ સુધારકોના અંદરો અંદરના કુસંપ અને કલેશોએ અનેક વિટંબણાઓ ઉભી કરી સુધારાના કાર્યને ખોરંબે

With reference to
Ratanshi Khimji team

પાડયું છે. છતાં ઉદ્દેશ સાચો છે, માટે તેનો આખરી વિજય છે. નાસીપાસ ન થતાં તન, મન અને ધનથી મંડયા રહેશો તો અંતિમ વિજય આપણોજ છે. મારા આ નાશવંત શરીરનો કઇ ઘડિયે નાશ થશે તે કંઇ કહી શકાતું નથી. અનેક પ્રકારની સંસારની ઉપાધી-ઓમાં આપણે રચ્યા પચ્યા રહીએ છીએ, છતાં એ બધાનો ત્યાગ કરી આ શરીરને એક દિવસ જવાનું છે, સાથે કાંઈ પણ આવવાનું નથી, માત્ર આપણા હાથે કરેલાં સારાં કામો, ધારણ કરેલો ધર્મ, પ્રાપ્ત કરેલું પૂણ્યજ સાથે થાય છે. બાકી આ નાશવંત સંસારમાં પરમ કલ્યાણકારી ધર્મ અને યશને સિદ્ધ કરનારી જ્ઞાતિ સેવાને તમો બંધુઓ ભુલ્યા નથી, તેમ ભવિષ્યમાં કદિ ભુલશો નહિ. ધારણ કરેલી પ્રતિજ્ઞા (ટેક) ને પ્રાણાન્તે પણ તજશો માં, તો ભારે યશ ખાટી જવાના છો. જેણે આ દુનિયામાં જન્મીને પોતાના કુટુંબ કે જ્ઞાતિનું ભલું નથી કર્યું તેની જીંદગીમાં અને પશુઓની જીંદગીમાં કંઇ ફેર નથી. ”

હું વધુ કહીશ નહિ, મને શ્રદ્ધા છે કે મારો સંદેશો તું બધાને પહોંચાડીશ. મારા આદરેલા ધર્મ-કાર્યને તમો અખંડ રાખશો, અને મારા આશિર્વાદ છે કે એક દિવસ તમે વિજય પ્રાપ્ત કરશો. પરમાત્મા

તમને યશ અને શક્તિ અર્પણ કરે એવી મારી અંત કાળની પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

20 Oct 1941, Monday 10:30 PM

આખરે આસો વદ ૧૪ ને સોમવારે રાત્રે ૧૦ાા વાગે એ "શક્તિ" ના ઉપાસકનો આત્મા સ્થુલ દેહનો ત્યાગ કરી વિલીન થયો.

આવી રીતે તેમનો છેલ્લો સંદેશો આપણ સર્વ સુધારક ભાઈઓને કહેવરાવ્યો છે. આ ફાની દુનિયાનો ત્યાગ કરી જનાર એ અમર આત્મા આપણી–સર્વ સુધારકની વચ્ચે રમી રહ્યો છે, તે તેઓએ આદરેલા કાર્યની સફળતાનો પૂરાવો છે. આંજે તેમની ગેરહાજરીમાં જ્ઞાતીના હિતચોંત-કોના મનમાં–મંદ પડી ગયેલા સુધારાના કાર્યને ફરીથી ગતિમાન કરવાની–લાગેલી તાલાવેલી ઉપરથી જણાય છે કે મહુંમના આદરેલા કાર્યોને અણીશુદ્ધ ટકાવી રાખી આગળ વધારવાની તજવીજો સુજી છે એજ એમની પ્રેરણાનો તાદૃશ્ય પુરાવો છે.

ૐ શાંતિ શાંતિ શાંતિ

# કરાંચીની શોકસભાના ઠરાવ.

કચ્છ કડવા પાટિદાર જ્ઞાતિના આદ્ય સુધારક અને જ્ઞાતિ સુધારક મંડળના શિરછત્ર સ્વ. રા. રા. નારાયણજી ભાઈ વિરાણીવાળાના થયેલ સ્વર્ગવાસ માટે દીલગીરી દરસાવવા શ્રી કચ્છ કડવા પાદિાર જ્ઞાતિ સુધારક મંડળના કરાંચીવાસી ભાઈઓની એક સભા તા. ૨૮-૧૦-૪૧ વિ. સં. ૧૯૯૮ ના કારતક સુદ ૯ ને સોમવારની રાત્રે શ્રી મંડળની ઓફિસમાં ભાઈ શ્રી નારાયણ શીવજી લીંબાણીના પ્રમુખપણા હેઠળ મળી હતી.

શરૂઆતમાં ભાઈ નારાયણજીએ આ માઠા સમાચારનો પત્ર આપતાં આંસુ ભરી આંખે અને ગદગદિત કંઠે સભામાં બેઠેલા ભાઈઓને સ્વર્ગસ્થ ના ગુણગાણ કરતાં કહ્યું હતું કે સ્વર્ગસ્થ મુરબી ભાઈશ્રી નારાયણજી ભાઈ આપણી જ્ઞાતિના ચુસ્ત ભકત હતા. તેમણે અનેક બાબતે આપણને જ્ઞાતિ

સેવા કરવાને ઉદ્દેશીને બહુજ તૈયાર રહેવા કહેલું અને તેમાં મને તો ખાસ કહેલું કે તમો હવે તૈયાર થાઓ કે મારી જીંદગીના હવે ટુંકા દીવસો છે. તેમાં હું મારો હાજરીમાં તમો જ્ઞાતિ સેવાનો પાઠ પુરો ભણી ગયા છો તે જોતો જાઉં. પણ કમભાગ્ય મારાં અને આપણા સર્વેનાં કે આજ દિવસ સુધી આપણે ઉંઘમાંજ રહયા અને તેમના ધારેલા નિશાને આપણે પહોંચી શકયા નથી. તેથી વીશેષ હું તમોને કહી શકું તેવી મારી હમણાં સ્થિતિ નથી, કારણ કે મારા આત્મબંધુનો શોક મને હમણા બોલવા દે તેમ નથી વિગેરે કહયા પછી તેમની સેવાની પિછાન કરાવી નીચેનો ઠરાવ સભા સમક્ષ રજુ કર્યો અને સભાએ સ્વર્ગથના માનની ખાતર ઉભા થઇને સર્વાનુમતે પસાર કર્યો.

**ઠરાવ.**

સમસ્ત કડવા પાટિદાર જ્ઞાતિમાં પ્રખ્યાત થયેલા જ્ઞાતિભકત ક્ષત્રિયવીર નરરત્ન ભાઇ નારાયણજી રામજી મીસ્ત્રીના સ્વર્ગવાસથી આપણા શ્રી કચ્છ કડવા પાટિદાર જ્ઞાતિ સુધારક યુવક મંડળને તેમજ આખી કચ્છ કડવા પાટિદાર જ્ઞાતિને અને તેમના કુટુંબ તેમજ મિત્ર મંડળને ભારે ન પૂરી શકાય તેવી ખોટ પડી છે. તે માટે કરાંચી-વાસી બંધુઓની આ સભા પોતાના સાચા હૃદયની ઉંડી લાગણીથી દિલગીરી પ્રદર્શિત કરે છે. અને સ્વ. ના કુટુંબ પ્રત્યે પોતાની અંતઃકરણપૂર્વકની દીલગીરી જાહેર કરેછે.

ત્યારબાદ ભાઇ લાલજી સોમજી નાકરાણી રવાપુર-વાળાએ સભાને ઉદ્દેશીને કહ્યું કે ભાઇઓ! હું શું બોલું. ભાઇ નારાયણજી તો આપણી જ્ઞાતિમાં એક ઇશ્વરી અવતારજ હતા. જો તે ન જન્મ્યા હોત તો ક્યારનીએ આપણી જ્ઞાતિ આજે શિયા ઇસ્માઇલી કોમમાં ગણાઇ ગઇ હોત. મને બરાબર યાદ છે કે હું નાનો હતો ત્યારે એ વખત પીરાણાની પાવળની ગોળી પીવાને માટે ખાનામાં જતો હતો તે પણ અભિમાનથી કે મારા જેવો કોણ ભાગ્યશાળી હશે કે જે બાવાનું નુર એ વખત પીતો હોય? આ બધી વાતો મને તેજ સાચા ગુરૂએ કે જેના માટે આજે આપણે દીલગીરી દર્શાવવા માટે ભેગા મળ્યા છીએ તેમણે મને પૂરેપૂરી સમજણ આપી કે જેથી મારી આંખો ઉઘડી અને ભુલ સમજાઇ તેથી આપ સર્વ ભાઇઓની હારમાં બેસવા લાયક થયો છું. વિશેષ તેમના ઉપદેશની વાતો કરૂં તો આખી રાત નીકળી જાય. તેઓની ભલામણો, શિખામણો, સંભારૂં તો મારાથી બોલી શકાતું નથી. તેમના આપણા ઉપર એટલા બધા ઉપકારો છે કે કે જો આપણે તેમના માટે આજે પ્રાણ-ત્યાગ કરીએ તો પણ તેમના ઋણમાંથી છુટાય તેમ નથી તેથી ભાઇઓ આવા શોકના વખતે વિશેષ સંભ-ળાવવા કરતાં તેમણે જે નિશાન આપણને બતાવ્યું છે તેને જલદી પ્રાપ્ત કરીએ તેજ આપણા માટે ઉત્તમ

માર્ગ છે. તેથી હું વધારે કહી તમોને વધારે દીલગીર કરતો નથી.

ત્યાર બાદ ભાઇ રતનશી શિવજી રવાપુરવાળાએ આ ગમખ્વાર નોંધ લેતાં સભાજનોને ઉદ્દેશીને કહ્યું કે સ્વજ્ઞાતિ હિતચિંતક શ્રી. કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ સુધારક યુવક મંડળના ભાઇઓ ! આજે નિરાશાના સમુદ્રમાં ડુબાવનાર ગમખ્વાર ખબરના માઠા ખબર સાંભળી શોકના પ્રબળ અગ્નિથી હૃદય પ્રજળે છે. ચક્ષુ અસ્ખલિત આંસુ પ્રવાહ વહેવડાવે છે. ગાત્ર શિથિલ બને છે, સુધ શુન્યવત્ થાય છે, તર્ક અટકે છે, કર કમ્પે છે, પણ શુ કરૂં ? દૈવ ઇચ્છાને આધિન થયા સિવાય મનુષ્ય માત્રનો અન્ય ઉપાય નથી. પ્રારબ્ધ જે સંજોગોમાં લાવી મુકે તેનો ઇચ્છાએ કે અનિચ્છાએ સ્વિકાર કરવોજ પડે છે. આવા દુઃખદાયક સમાચાર સાંભળવાનું આપણા પ્રારબ્ધમાં નિરમિત થયું હતું તેને કોણ મિથ્યા કરી શકે ? ટાળી શકે ? જેથી પથ્થર સમાન મજબુત હૃદય બનાવી પ્રારબ્ધને આધીન બની તેમણે સોંપેલું જ્ઞાતિ સેવાનું કાર્ય આપણે શરૂ કરી દેવું જોઇએ. હવે એ ધર્મ કર્મવીર જ્ઞાતિભક્તના દર્શન સદાને માટે બંધ થઈ ગયાં છે. આસુ વદ ૧૪ ને લોકો કાળી ચૌદસ કહેછે તે ખરેખર આપણા કમભાગ્યે સદાના માટે કાળીજ રહેવાની. કારણકે આપણા

સરદારને આપણી વચ્ચેથી આજ રાત્રે પોતાની પાછળ વૃધ્ધ માતા, અને વિધવા તેમજ કુટુંબ અને બહોળા મિત્રમંડળને કરૂણાજનક વાણીથી, વિલાપના, વિયોગના મહાન કષ્ટથી ટળવળતા છતાં કુર કાળે આ કારી જખમ કરવામાં તેના નામ પ્રમાણેજ ગુણ બતાવ્યો છે. ઓ નિર્દય કાળ! તને એક દેખીતા ગૃહસ્થાશ્રમી, તથાપિ અંતરથી વિરાર્ગી નિસ્વાર્થી પરમાર્થીક જીવન ગાળનારા કર્મયોગીને અમારા સમીપમાંથી ઉઠાવી લેતાં અમારી ગરીબડી પાટિદાર કોમની કિંચિત દયા કિંવા કરૂણા-જનક વિલાપનો ત્રાસકે આ ધર્માત્માના પ્રાણ હરણ કરવાના પાપનો સંતાપ ન લાગ્યો? તેં અમારો હીરો હરી લીધો, અમારૂં રત્ન રોળી નાખ્યું. અમારી મોંઘી મુડી માટીમાં મીલાવી દીધી. હા. તારાં આ હતભાગી કર્મથી પરમાર્થિક કાર્ય શિથિલ થયું પંથે પડતાંજ પડી રહયું. ખરે તું અજ્ઞાન તથા વહેમ રૂપી જ્ઞાતિમાં ફેલા-યેલ અંધકાર નષ્ટ કરનાર સૂર્યને માટે ગૃહ વા રાહુ રૂપ બન્યો. તારામાં સારાસારકે યોગ્યાયોગ્યનો વિચાર કરવાનો શક્તિજ નથી. તને હૃદયજ નથી તારે મન સજ્જન, દુર્જન, પરમાર્થી, સ્વાર્થી, પુન્યશાળી, પાપી, બાળક, યુવાન, કે વૃદ્ધ સહુ સરખાંજ છે. તારી ગતી વિચિત્ર છે. તારી કૃતિને કળવા કોણ સમર્થ છે? હવે શોક કરવો મિથ્યા છે. સદગતે પોતાનું જીવન જ્ઞાતિ સેવા કરી સાર્થક કર્યું

છે. એ દિલાસાને ધારણ કરી તેઓશ્રીના જીવનની ટુંકી નોંધ લઈ હ્રુદયના કલેશનો ભાર ઓછો કરવા સિવાય હવે અન્ય કોઇ ઉપાય રહયો નથી.

સદગત સ્વભાવે નમ્ર, સમયસૂચક, હિમ્મતવાન અને દૃઢ મનવાળા હતા, તેઓ કોઈ કાર્યનો આરંભ વિચાર કર્યા સિવાય કરતા નહિ અને જે કાર્ય હાથ ધરતા તેને પૂરૂં કર્યા સુધી ખંતપૂર્વક વળગી રહેતા હતા. અન્ય મનુષ્યોને પોતાની સાથે મીલાવી લઇ તેમની પાસેથી કામ લેવાની શકિત અજબ પ્રકારની હતી. તેઓ કદી ઉદાસીનતા સેવતા નહિ અને ઉત્સાહપૂર્વક દિવસ કે રાત્રીનો ઘણો ખરો ભાગ જ્ઞાતિ સેવાની યોજનાઓમાંજ ગાળતા હતા. એટલે કે તેમણે જીવનનો મોટો ભાગ જ્ઞાતિસેવા-માંજ વ્યતિત કર્યો હતો એમ કહેવામાં કિંચિત માત્ર પણ અતિશયોકિત નથી. સદગત એક કર્મયોગી તરીકે પુનઃ જન્મ ધારણ કરો યોગ્ય ઠેકાણેથી આપણી ખોટ-પૂરવા જરૂર આવશે. દરમિયાન આપણા જીવન્ત પર્યંત જ્ઞાતિ સુધારાની ચળવળ ચાલુ રાખવાની જે પવિત્ર ફરજ આપણા ભાગે મૂકી ગયા છે તેને કર્મ યોગોની પ્રસાદી સિવાય બીજું શું કહી શકાય ? જન્મ અને મરણ દેહ-ધારી પ્રાણી માત્રને માટે નિર્માણ થયું છે. પરંતુ સદગતના અવસાન માટે અત્રે એટલુંજ કહીશું કેઃ-

सजायो येन जातेन याति वंशः समुन्नतिम ।

તેજ ખરો જન્મછે કે જેના જન્મથી સ્વવંશ જ્ઞાતિ ઉન્નતિને પામે છે અસ્તુ:

સદ્દગતના કર્મબળે સહયોગિઓ હજુ ઉત્પન્ન થઇ શકયા નથી. પરંતુ સહચારિઓનો તો તોટો નથી કેટલાક સંચાલકોના ગર્ભિત નામે પ્રખ્યાત છે. કેટલાક અંગત મિત્રો કે જ્ઞાતિ સેવાના કાર્યક્ષેત્રમાં આગેવાન હોવાનું અનેક વાર સાંભળ્યું છે. કેટલાક અમુક અમુક ભાગમાં સુધારાના આગેવાન તરીકે પ્રખ્યાત છે. કે જે દરેકને જ્ઞાતિ સેવા સાથે થોડે ઘણે અંશે પણ સંબંધ તો છેજ, આવા દરેક સંબંધીઓના ભાગ્યે આજે બહાર આવી પોતાની ફરજ અદા કરવાનો પ્રસંગ ખડો થયો છે. સદ્દગતના આશયમાં અમારી પણ દરેકને વિનંતિ છે કે તમારે હવે જાગવાની જરૂર છે. તમે જાગો, જ્ઞાતિ ઉન્નતિના મંદમંદ દેખાતા સાધનોને તમારા સેવારૂપી જળસિંચનથી તેજ કરો. ગમે તેવા શ્રેષ્ઠ કે કનિષ્ટ જ્ઞાતિસેવકની પણ સેવાક્ષેત્રમાં જરૂર છે. એ સેવા-ધર્મના પ્રાધાન્ય સિદ્ધાંતને પ્રત્યક્ષ રાખી પ્રવૃત થાઓ, જ્ઞાતિમંડળ તમારૂંજ છે. તમારી સેવાની રાહ જુએ છે. તે તમારીજ સેવા કરવા સરજાયેલું છે. એ સત્યઘટના

તમારા હ્રુદયમાં ઉતારી તમારી માનસિક પ્રભાના કિરણુ જ્ઞાતિના વિશાળ ક્ષેત્ર પર પડવા દો, એટલી ઉદારતા અમારા બંધુઓ જરૂર દાખવશે, એવી અમો આજથી આશા સેવીએ છીએ. દુનિયાની દરેક પ્રજા પોતાની ઉન્નતિ માટે પ્રયત્નો આદરે છે, ત્યારે આપણા દેશમાં જે શાંતિ ને અહંતાનો દેખાવ છાઇ રહયો છે તે આર્ય ધર્મની, આર્ય પ્રજાની પ્રભુતા સિવાય બીજું કંઇ નથી, જન સ્વભાવ દરેક દેશમાં સરખો છે. પરંતુ આર્યભૂમિની પ્રજા હંમેશા ધર્મનેજ વળગી રહેનારી હોવાથી તે તરફ પ્રગતિ કરી રહી છે. અન્ય કોમોના પાછળ ઘણા અશૂરા વખતે પણ આપણે આપણા જીવનમાંથી જે ધાર્મિક તત્વોનો નાશ થયો છે, તેની શોધમાં સદ્ગત આજે વર્ષોથી લાગ્યા રહયા હતા. તેના માટે જે જે ભગિરથ પ્રયત્નો કરવામાં આવ્યા છે અને તેનું જે શુભ પરિણામ આવ્યું છે તેની નોંધ આપણે પ્રથમ લઇશું. કેટલાક સ્વાર્થસાધુ, મમત્વી, જડબુદ્ધિના, અહંકારી, અક્કલના ઇસ્કોતરાઓએ સદ્ગતના દરેક કાર્યમાં પોતાની અધર્મયુક્ત મંડળીના ઝંડા નીચે જે પાપોનું પ્રદર્શન એકઠું કર્યું હતું તે સમય આવતાં સદ્ગત વીરના હ્રુદયબળના પ્રભાવે દ્દષ્ટિ પડતાંની સાથે ડાહ્યા સમજુ અને વિચારશિલ જ્ઞાતિના આગેવાન ગ્રહસ્થોના હાથેજ વેરાઇ ગયું છે. દીર્ઘદ્દષ્ટિવાળા પુરૂષોએ મિથ્યાવાદને અટકાવવા બનતો

realpatidar.com

પ્રયાસ કરવા છતાં પરિણામ સારરૂપ નહિ જણાવાથી સુકાન કે નાવ વગરના ડોળઘાલુ નાવિકોને દરિયાના મોજામાં અથડાવા છુટા મૂકયા હતા. કાળે કરીને સમુદ્રના કાળા પત્થરો સાથે માથાં અથડાવીને પણ જીવતા રહેલા છતાં ગર્વ તજી ડાહ્યા થઇ ગયેલાઓ અને તે સિવાય હિત અહિત સમજનારા સમજુ પુરૂષો તેમજ એકબીજાની પાછળ ચાલનાર બંધુઓએ એકીમતે થઇ કરાંચી પરિષદ તેમજ મુંબઇ–ઘાટકોપર પરિષદમાં પીરાણા સતપંથ ત્યાગનો ઠરાવ કર્યો છે, છતાં કેટલાક મમતીલાની એક એકડી જાણે આખી જ્ઞાતિની ધણી હોય, આખી કોમનો આગેવાનીનો પટો લખાવી લાવી હોય તેમ માને છે. જ્ઞાતિ–હિતની કંઇક હિલચાલ થાય કે છાશવારે હાથમાં કાળાં દોણાં લઇ છાશ લેવા નીકળે છે. હવેથી તે બંધુઓને અમારી વિનંતિ છે કે તમો ગેઢેરા હો કે પટેલ હો, અગર આગેવાન ગૃહસ્થ હો કે ગરીબ હો, નાતીલા કે પરનાતીલા હો, જે કોઇ હો તેમણે અમારા અભણ ગામડિયા રંકબંધુઓના હિતની ખાતર દહિં દૂધમાં પગ રાખી છાશ છાંટવી છોડી દેવાની કૃપા કરવી.

આપણા ગુજરાત, કાઠિયાવાડ, નિમાડ, માળવાનિવાસી જ્ઞાતિબંધુઓની સંસ્થાઓ પણ નિયમિત સેવા ઉઠાવ્યે જાય છે, તેમની સંસ્થાઓના સંચાલકોને પણ

૨૪

આપણા જ્ઞાતિબંધુઓ માફક બે હાથ, બે પગ અને એકજ માથું છે, તો આપણી પરિષદો તથા મંડળના પ્રમુખ સાહેબો તથા સેક્રેટરીઓ તેમજ વ્યવસ્થાપકોને તથા અમારા જ્ઞાતિહિતને જે હંમેશા પ્રત્યક્ષ રાખી વ્યવહાર કરનાર દિલસોઝ વહાલા ભાઇઓને પણ જ્ઞાતિસેવા ભૂલી નહિં જવા વિનંતિ છે. સદ્દગતના અવસાનથી જે મહાન ખોટ પડી છે, તે પુરી પાડવા સેંકડો હાથ, પગ અને માથાંઓની સેવાની જરૂર છે, તે પૂરી પાડો. જ્ઞાતિસેવાનું કાર્ય કોઇનું અંગત નથી, કે કોઇનું ખાનગી જેવું પણ નથી. જેણે જેણે થોડે ઘણે અંશે પણ સેવા બજાવી છે તેમના વિષે તેઓ જ્ઞાતિના કડવા અનુભવ નહિ થવા દે એવી અમોને આશા છે.

પ્રિય ભાઇઓ! જ્ઞાતિની ઉંડી લાગણી ધરાવનાર આવા એક કર્મવિરના હંમેશના વિયોગથી તમને શોક થાય એ સ્વભાવિક છે. પરંતુ હવે શોક કરવાથી શું ફળશે ? કંઇજ નહિં, હવે આપણું એકજ કર્તવ્ય છે યથાશક્તિ તન, મન અને ધનથી જ્ઞાતિસેવા કરી જન્મ સાર્થક કરવો. સ્વર્ગસ્થના જીવનવૃતાંતને જાણી બને તેટલે સુધી તમારા જીવનકાર્યમાં જ્ઞાતિસેવાનાં પરમાર્થિક તત્વોને ઉમેરી પાછળ પડી ગયેલા આ તમારી જ્ઞાતિને આગળ વધારવામાં વિરહાક વગાડી, સેવાધર્મની ધજા ઉપાડી,

જ્ઞાતિના ક્ષેત્રમાં આગળ આવી ખડા થાઓ. તમારી વિર-હાક શ્રવણ કરી અનેક જ્ઞાતિભક્ત તમારા ધ્વજ નીચે આવી ખડા થશે. વિરબંધુઓ! દુનિયાની પ્રવૃત્તિ તરફ જોતાં હવે વિલંબ કરવાનો સમય નથી, માટે સવેળા જાગૃત થઇ જીવનલાભ લેવા તત્પર બનો.

કઠિયારાનો ઉદ્ધાર કરનાર નારાયણ પ્રભુ! અમારાં અયુક્ત કર્મો તારા તેજમાં સમાવી દઇ તેમના તરફ તારી કૃપાદૃષ્ટિ ઉતાર, અશાસ્ત્રોક્ત કર્મોને માફ કરી મહાસતિ ઉમાના ખરા પુત્ર બનાવ. હે વિશ્વાંબર! તારી મીઠી નજરનો પ્રભાવ વિસ્તારી અમારા અજ્ઞાનનો નાશ કરી તારાં જ્ઞાનચક્ષુઓનું તેજ આપ. અર્જુન જેવા મહારથીને કર્મયોગનું જ્ઞાન આપનાર શ્રી. કૃષ્ણપ્રભુ! અમારી જ્ઞાતિમાં પડેલી એક કર્મયોગીની ખોટને સેંકડો કર્મયોગીઓથી પૂરી કરવા અમારા યુવાન બંધુઓના હૃદયપટ ઉપર તારી દૈવી શક્તિનો પ્રભાવ છોડી મૂક, એજ અભ્યર્થના.

ત્યારપછી ભાઇ! શિવજી લધા નાકરાણી નખાણુત્રા-વાળાએ ઉભા થઇ પ્રભુ પ્રાર્થના કરી કહ્યું કે ભાઇઓ હું શું બોલું? મારૂં કામ તો હંમેશા સેવાનું છે તેથી મને થોડું બોલતાં પણ આવડતું નથી. પણ આ પ્રસંગમાં તો એક કહેવત મુજબ "વડ રૂએ કે હડ

રૂએ" તેમ મારાથી સાદ કાઢીને રોવાતું નથી. પણ આજના સમાચાર સાંભળી મને સત્ય સમજાય છે કે જીવતા માણસની કદર થતી નથી પણ મરવા પછી તેની કિંમત અંકાય છે. મને તો એવું લાગે છે કે શું મુરબ્બી નારાયણજી સ્વર્ગમાં ગયા? પોતાનું અધુરૂં કાર્ય મુકીને તે જાય એવું તો બનેજ નહિં પણ જેની અહિં જરૂર છે તેની ત્યાં પણ જરૂર હશે તેથી તે તો ગયા પણ મને તો ખાત્રી છે કે મહાપુરૂષો પોતાનું ખોળીયું બદલ કરે છે તેમનો આત્મા તો આપણી સમક્ષજ હાજર રહેવાનો છે. તેમના કાર્યને આપણે ચાલુ રાખવા તેમાં આપણી થતી ભૂલો અંતરિક્ષમાં રહી બતાવતા રહેશે. વધારે તો મારાથી બોલાય તેમ નથી મારૂં હૈયું ભરાઇ આવે છે. તેથી હું બેસી જાઉં છું

તે પછી ભાઇ વાલજી લખુ પોકાર નખત્રાણાવાળાએ પણ સદ્‌ગતના આત્માને શાંતિ મળે તેવી પ્રભુ પ્રાર્થના કરી શોકના માર્યા વધારે કહેવા કરતાં દરેકને સેવામાં ઝુકાવવા ભલામણ કરી હતી.

બાદ ભાઇ વીરજી લખુએ પણ એમજ સ્વર્ગસ્થના આત્માની શાંતિ ચાહી હતી. પછીથી સભાએ ઊભા

થઇ પ્રભુ પ્રાર્થના કરી સ્વર્ગસ્થના આત્માને શાંતિ મળે તેવી પ્રવૃત્તિ કરી જ્ઞાતિ સેવાના કાર્યને આગળ વધારવાના શપથ લીધા બાદ શોકના માર્યા ભારે હ્રદયે આંસુ ભીની આંખે સર્વ વિખરાયા હતા.



# જેણુ જોયા છે તે નહિ ભુલે.

( એક સ્નેહીનો પત્ર )

●

પ્રિય વાલજીભાઇ !

શ્રી. નારાયણજીભાઇના અવસાનના સમાચારથી મને અત્યંત દુઃખ થયુ છે. પણ ઇશ્વરેચ્છા બલવાન છે. એમના અવસાનથી માત્ર કચ્છી પાટીદારોનેજ નહિ પણ ગુજરાતના પાટીદારાને પણ એક ઉત્સાહી જ્ઞાતિસેવક ગુમાવ્યાનું દુઃખ થશે. કારણુ કે ભાઇશ્રી નારાયણજી કચ્છ કડવા પાટિદાર જ્ઞાતિના પ્રતિનિધિતરીકે ગુજરાતના કડવા પાટીદાર બંધુઓમાં આજે ઘેરે ઘેર જાણીતા છે તેમણે જે રીતે કચ્છમાંના પાટીદારોને ગુજ-રાતના પાટીદારો સાથે પુનઃ એકત્ર કર્યા તેજ હકિકત ગુજરાતની કોમની દ્રષ્ટિએ પોતાના વિશાળ અંગના એક ભાગને ફરીને સજીવન કરી પોતાના બંધુઓને અપનાવી લેવાની ફરજ પણ એક નવી દિશાનું સૂચક છે તેઓ આજે પચ્ચીસ છવીસ વર્ષથી ગુજરાતની સામાજીક સુધારણામાં અગ્રગણ્ય ભાગ લેતા આવતા હતા

અને ગુજરાતના અગ્રગણ્ય સુધારક આગેવાનોના ગાઢ પરિચયમાં રહેતા હતા. તેમના મિલનસાર, સત્યપ્રેમી ઉદાર સ્વભાવને લઇને તેઓ કચ્છી પૈકી છે એમ અમોને કયારેય લાગતું નહિ. ગુજરાતનાજ આપણા બંધુ છે તેમના ઘરમાં રહેણી કરણી ભાષા અને ધાર્મિક સંસ્કાર ઘણી ઉંચ કોટિના રહેતા તેઓ એક પ્રખર સુધારક અને ધર્મપ્રેમી સજ્જન હતા તેઓ જેના જેના પરિચયમાં આવ્યા તેને તેને તેમણે પોતાના બનાવી લીધા હતા. અને ગુજરાતની સુધારક પ્રવૃત્તિમાં ગુજરાતના બંધુઓથી પોતે તથા પોતાના મંડળના ભાઇઓને સંયુક્ત કરી નાખી જુદા-પણનો ભાસ પણ ઉત્પન્ન થવા દેતા ન હતા. ગુજરાત કડવા પાટીદાર સમાજ (પરિષદ) ના આશ્રય નીચે સમગ્ર જ્ઞાતિમાં સામાજીક રિવાજોમાં જે બાળલગ્ન પ્રતિબંધ, કેળવણીનો મોટો પ્રચાર તથા મરણ પાછળનાં અયોગ્ય ખર્ચો બંધ કરવા વિગેરેનાં કાર્યો માટે જે આગેવાન ગૃહસ્થો વર્ષો સુધી કામ કરતા હતા તે સર્વના પ્રસંગમાં ભાઇશ્રી નારાયણજી ઘણી ઘણી વખત ઘાઢ પરિચયમાં રહેતા અને આ પ્રસંગો વસાત તેમના દીલમાં કચ્છની પાટીદાર કોમને સત્વર શુધ્ધ હિંદુપણામાં આણી પીરાણા સતપંથ ધર્મનું કલંક ધોઇ નાખી એક કરી દેવાની જીજ્ઞાસા તલસી રહેતી તેમના જીવનનું મુખ્ય કામજ કચ્છી પાટીદારોને શુદ્ધ હિંદુપણામાં લાવવાનું સ્વિકાર્યું

હતું અને તે કાર્ય સતત રાતદિવસ તેમના જીવનના પ્રસંગોમાં રમ્યા કરતું હતું. ગુજરાતી ભાઇઓના સંબંધમાં આવ્યા પહેલાથી એમણે એકલા હાથે આ ઉપાડેલું ભગીરથ કાર્ય તેમને હવે વિશેષને વિશેષ મહત્વનું જણાવા લાગ્યું અને તેસંપૂર્ણ ન થાય ત્યાં સુધી આરામનહિ લેવાનું વ્રત સ્વિકારી બેઠા હતા. કારણ તે સમજતા હતા કે જ્યાં સુધી પીરાણાનું કલંક ધોઇ પરવારશું નહિ, ત્યાં સુધી ગુજરાતના બંધુઓમાં આપણે ભળી શકીશું નહિ. તેમને ગુજરાતમાં પોતાની જ્ઞાતિના સારા સારા ચારિત્રશિલ પુરૂષોનાં સંસગંથી ઘણું જોવાનું મળ્યું, અને કચ્છના પાટિદારોની સરખામણી કરી, તેમને સુધારણાના માર્ગ ઉપર લાવવા તેમને ઘણી ઘણી કાર્યદિશાઓ દેખાઇ પરંતુ મૂળમાંજ જ્યાં ઝેરનું સિંચન થતું હતું ત્યાં બીજા ઉપાયો નિરર્થક થાય તેથી તેમણે સ્વિકારેલું વ્રત એક ઉચ્ચગામી આદર્શ, પવિત્ર, ધર્મકર્મના મૂળભુત સિદ્ધાંતોની જરૂરીયાતો પૂરી પાડનારો, આર્યધર્મના ધ્વજરૂપ, જગત આખાની મનુષ્ય યોનીની જ્ઞાન પીપાસાને તૃપ્ત કરવાની એક રાહબર રૂપ જે મુખ્ય હિંદુપણાનો સંસ્કાર તેજ પ્રથમ સુધારો તેમણે ગણી ત્યાંથી તેમણે શરૂઆત કરી. તેઓ ગુજરાતમાં સમાજ–સુધારક તરીકે એક ચુસ્ત ધર્મપ્રેમી બંધુ તરીકે જાહેર હતા. સ્વ. ડૉ. પિતાંબરદાસ, પ્રો. સ્વામીનારાયણ, વીરમગામવાળા દરબારશ્રી લાલસિંહ-

જીભાઈ, સત્યનારાયણ પ્રેસના માલેક મોતીલાલ પટેલ, ગણપતપુરાવાળા બેચરભાઇ, વડોદરાના ભાઇ પુરૂષોત્તમ-દાસભાઇ, ધ્રાંગધ્રાવાળા પોપટલાલભાઇ ધર્મવિજય પ્રેસવાળા હરજીવનદાસભાઇ ભાવનગરી વગેરે ઘણા ઘણા પ્રતિષ્ઠિત ગૃહસ્થો તેમના મિત્ર વર્ગમાં આવે છે. એટલુંજ નહિ પણ ધર્મજવાળા પટેલ તુલસીદાસભાઈ તેમના અંગત મિત્ર હતા. ગુજરાતીઓ સાથે તેમણે જે અત્રુટ પ્રેમ સંબંધ આજે ચારસો વરસના અંતર પછી બાંધ્યો છે તે ગુજરાત તેમજ કચ્છના પાટીદારો બન્ને સમુહોને છાજે છે કે તે ભૂલાઇ ન જાય અને દિવસે દિવસે અંતર ઓછું થઈ એકમેકજ છે એવી અભિન્નતા થાય. તેવા દરેક પ્રયાસો કરવા ખાસ અગત્યનું છે. તેમણે આ રીતે જે સફળ યોગ બન્નેને મેળવી આપ્યો છે તેના માટે બન્નેએ એકબીજાની તરફ ઋણની લાગણીથી વર્તી જેમ બને તેમ જલદી એક થઇ જવાય તેનાજ વિચાર કરવા યોગ્ય છે. એનો અર્થ એજ કે જે નારાયણજીભાઈનો જીવનમંત્ર હતો તે પીરાણા ધર્મનો ત્યાગ કચ્છી પાટીદારોએ એકા-એક વગર વિલંબે કરી નાખવો. જ્યાં સુધી આ મુખ્ય સુધારણા અમલમાં નહિ આવે ત્યાં સુધી ગુજરાતના કડવા પાટિદારો સાથે મેળવેલી યોગ્યતા પણ ચાલી જશે અને વળી હતા ત્યાંને ત્યાં વરસો સુધી અથડાયા કરવું પડશે. ઉત્તમ તો એ છે કે જે ભડવીર સત્યમાર્ગી આર્યવીરે રસ્તો દેખાડ્યો છે તે મહાન ઉપકારક ધર્મોદ્ધારક પરમ

૨૫

કલ્યાણકારી અને નીતિનો રસ્તો છે અને તેમાં મહાન ફાયદાઓ સમાયલા છે તેજ પુરૂષના આજે ગુણગાન ગવાય છે. કારણ કે શુદ્ધ ચારિત્રશિલ ધર્મપરાયણ નીતિવાન આર્યકુળદિપક સનાતની બંધુ હતા. તેમને લક્ષ્મી, કીર્તિ, બુદ્ધિ અને સફળતા સઘળાં વર્યાં હતાં તેઓ કદાચ મોટા શ્રીમંત ન હતા. પણ તેમની રહેણી અને ઢબ એક સારામાં સારા શ્રીમંતને પણ શરમાવે તેવી હતી. તેમણે સેંકડો બંધુઓને દેશમાંથી આણી કામધંધામાં મદદ કરી લાઈનસર ચડાવ્યા હતા. તે તેમની ઉદારતા નજીવી નહિં હતી. સારામાં સારા વિદ્વાનોના સાથે વાર્તાલાપ અને મિત્રમંડળમાં પોતાના ટુંકા અભ્યાસની ખામી જરાએ અણું માત્ર પણ કોઈને દેખાતી નહોતી. તેવા તે વિદ્યાપ્રેમી વિશાળ વાંચન લેખનના શોખીન એક સારા પ્રખર લેખક અને વક્તા. સભ્ય, સાથેજ નીડર, વીરભદ્ર જેવા તેજસ્વી શકિત ઉપાસક આનંદી છતાં દૃઢ આગ્રહી આર્ય ધર્મના ઝંડા-ધારી પુરૂષને જેણે જેણે જોયા છે તે નહિ ભૂલે. નિર્દોષ અખંડ જીવન શ્રેણી અને કેવળ સત્યના આ અડગ કર્મવીરની હાસ્યમય મુખપ્રભા અને મીઠાં વચનો અમારી દૃષ્ટિ સામેથી ખસેડયાં પણ આજે ખસતાં નથી.

માણેકલાલ ગોવિંદલાલ પરીખ
(નાનાસાહેબ) B. A.



# કચ્છના પીરાણા સતપંથી

## સમજુ ભાઈ બ્હેનો પ્રત્યે....



અત્યારે જ્ઞાતિમાં જ્યાં જુઓ ત્યાં નાતના ધણી થઇ બેઠેલા સ્વાર્થી આગેવાનો, વિધર્મીઓ (યવનો) ના હાથથી વટલીને તેમના હાથનાં હથિયાર બની સ્વજ્ઞાતિના ભોળા અંધશ્રદ્ધાળુ અજ્ઞાન ભાઇઓને ધર્માદાના નામે લુંટી દશોંદ વિશોંદના પૈસા ઉઘરાવી પીરાણે પહોંચાડવાના પરમાર્થમાં પડી પરબારા ઓહિયાં કરી જવાની હરિફાઇમાં ઉતરી પડયા છે. જ્ઞાતિના આગેવાન પટેલો તથા ખાનાના મુખીઓ ભાગીદારીમાં ભળી નાણું ઉચાપત કરવામાં પ્રવીણ થયેલા. ગરીબ જ્ઞાતિભાઇઓને પીરાણાના પાપી પાખંડમાં જકડી રાખવાના કાવત્રામાં કાબેલ બનેલા, નીચ સ્વાર્થી, બદમાસ ગેઢેરાઓ, પીરાણા સતપંથના ઓછાયા નીચે જ્ઞાતિમાંથી લુંટ ચલાવી પારકા પૈસે તાગડધીનાં

કરનાર આગેવાનોને, સીધી કે આડકતરી રીતે સાથ આપી પોતાને જ્ઞાતિમાં ડાહ્યા અને સમજુ વર્ગ તરીકે ઓળખાવવાના અભિમાન ધરાવનાર વીરનરો ? તમોએ કયારેય ભેગા બેસી પુરસદે તમારો ભાવિપ્રજાના ભવિષ્યનો વિચાર કર્યો છે કે નહિ ? એક બીજાના નામે નભી રહેલા આ ધતિંગનો તમોને જરા જેટલોએ ખ્યાલ હોય તેમ લાગતું નથી. કારણકે તમો તો ફકત એટલુંજ માની બેઠા છો કે કહેવાતા આગેવાનો પાસેથી ખરી હકીકતની પૂછપરછ કરવાથી અમોને નાતબહાર કરી હેરાન કરશે તો અમારી પ્રતિષ્ઠા અને કુટુંબની આબરૂનું શું થશે ? એવા ખોટા ખ્યાલોમાં રહી ગોથાં ખાઇ રહેલા ક્ષત્રિય-કુળભુષણ શૂરવીર ભાઇઓ ! તમોને તમારી અકકલથી સીધી સમજ ન પડતી હોયતો અન્ય હિન્દુજનતાને પૂછી જુઓ કે તમારા હાથે તમારી તેમજ તમારી ભાવી પ્રજાની અધોગતિ સાથે ધર્મ, કર્મ અને દામનો કેટલો દૂરૂપયોગ થઇ રહયો છે ? એવી ખોટી શરમને છોડી ઇશ્વરે આપેલી અકકલનો ઉપયોગ કરી જુઓ એટલે તમોને તરત સમજાશે કે અમો આચરી રહયા છીએ તે રીતરીવાજો અને ધર્મ કર્મ સર્વે ખોટી જાળ છે. એમાં અમો બદમાસોના હાથમાં બની રહયા છીએ એટલુંજ નહિ પણ હેરાન પરેશાન થઇ મહા મહેનતે કમાયલા પૈસાની ધર્મના નામે બરબાદી સાથે અમૂલ્ય એવું મનુષ્ય જીવન નિર્થક ગુમાવી

રહયા છીએ. મારા આત્મ બંધુ સમજુ ભાઇઓ તથા બહેનો! તમો ધર્મના નામે દશોંદ વિશોંદના દોકડા હરિ-વંશને દેવાની હોંશમાં ભાન ભુલ્યા છો. અંધશ્રધ્ધાળુ ભાઇઓ આંખ ઉઘાડીને જરા જુઓ તો ખરા કે તમારા ખરા પરસેવાની કમાઇના ધર્મદાના નામે આપેલાં ધન કોણ ખાયછે? કયાં જાય છે? તમારો માનેલો હરિવંશ હવા ખાયછે ગંગા જમના નામની દેગો પીરાણે ડેલામાં પડી પડી ઘણા વર્ષો થયાં કાટ ખાયછે. કચ્છ અને ગુજરાતમાંથી હુંડીના નામે હજારો રૂપિઆ દરવર્ષે ઉઘરાવી સૈયદો અને કાકાઓને એક બાજુ પડતા મુકી. પીરાણે ન પહોંચાડતા અર્ધવચ્ચમાં આગેવાનો પોતેજ (પચાવી) ખાઇ જાયછે. જેને તમોએ તમારા આગેવાન બનાવ્યા છે, સર્વ સ-તા અને સરમુત્યારી સોંપી છે તેને તમારી કે તમોએ પોતાનો માનેલ પીરાણા સતપંથ ધર્મની પડી નથી. તેમને તો ફકત તમો ધર્માદા પૈસા આપોછો તેનીજ જરૂર છે. અથવા તમોને માહોમાહે લડાવી વઢાડી દંડના નામે પૈસા કઢાવવાની સાથેજ કામછે. નહિ કે તમારી અથવા તમોએ માનેલા પંથની? દાખલા તરીકે એક પારખું કરી જુઓ અને ધર્માદા પૈસા કે દંડ ફેરીના પૈસા તમોએ માનેલા આગેવાનોના હાથમાં ન આપતાં તમારાજ હાથમાં રાખો. એટલે તરત ખબર પડશે કે તે આગેવાનો કઇ રીતના છે? તમારા અને પીરાણા સતપંથ

ધર્મ ઉપર કઇ જાતનો ઉપકાર કરી રહ્યા છે ? પોતાના અંગત સ્વાર્થમાં અંધ બની પાપ અને કર્મના ભારા બાંધી રહેલા આગેવાનોને તમો આડકતરી રીતે પોષણ આપીને તેના કરેલાં અધમ પાપોના તમો સર્વ ભાઇઓ હાથે કરીને ભાગીદાર બનો છો.

માલ ખાય મદારી, માર ખાય વાંદરી ? ના ન્યાયે તમારી ભલમનસાઇ અને ઉદારતાનો આંધળો લાભ લઇ રહ્યા છે. માટે તમો સ્વાવલંબી બનો પરમાત્માએ તમને અક્કલ આપી છે સાથે આંખો આપી છે તેનો સદ ઉપયોગ કરી સારાસારનો વિચાર કરો. આજના જાગતા જમાનામાં પ્રપંચીઓના હાથના હથિયાર બનતા બચો. જુઓ પતિત પાવિની ગંગાસ્વરૂપ જ્ઞાતિ માતા તમોને પોકારી પોકારીને કહી રહેલ છે કે આજ સુધી તમોએ અંધશ્રધ્ધાથી અધોગતિ ભોગવી, પણ હવેથી તમારા અંતરના દિવ્ય ચક્ષુઓ ઉઘાડીને પોતાના મનુષ્ય જીવનનું સાફલ્ય કરો. હૃદયપલ્ટો કરી, કરેલી ભુલોનો પશ્ચાતાપ કરી, ખરેખર પોતાની મનુષ્ય તરીકેની ફરજ બજાવી પાવન થઇ શકોછો. હજુ પણ આજનો પસ્તાવો પતિતોને પાવન કરવા પૂરતો છે—જો માણસાઇનો અંશ માત્ર પણ બાકી રહ્યો હોયતો—આવી સુંદર તક જીવન ભરમાં ભાગ્યેજ સાંપડી શકેછે એમ મારૂં માનવું છે.

અત્યારનો સુયોગ દૂર્ભાગ્યે આળસ અને પ્રમાદમાં રહીને જતો કરવામાં આવશે તો હવે પછી વારે વારે મનુષ્ય જીવન મલવું કઠણ છે માટે જ્ઞાતિ સેવા કરવાની સાંપડેલી અમૂલ્ય તકને જતી ન કરવા મારી તમો જ્ઞાતિના સર્વ ભાઇ બહેનોને આગ્રહ ભરી ભલામણ સાથે વિનંતિ છે. યુવાન, આધેડ કે વૃદ્ધ જેને જ્ઞાતિનું યતકિંચિત અભિમાન હોય તેમણે તો આજે અત્યારેજ યાહોમ કરી જ્ઞાતિના સેવાયજ્ઞમાં ઝુકાવવું જગતમાં જન્મ લઇને એક પશુપક્ષી કે ક્ષુદ્ર જીવડાંની પેઠે જન્મી જીવડાંની પેઠેજ મરણને શરણે થવામાં મનુષ્ય હૃદય કોઇ દિવસ સંતોષ માની શકેજ નહિ. આજે કળિયુગ છે યાને કરયુગ (કાર્ય કરવાનો જમાનો) કોઇના વિશ્વાસે ન રહેતાં પોતાનાજ હાથે ધર્મ ધ્યાન, દાન, તપ અને સેવા જેવાં સદ્કાર્યો કરો, અને ફળ લો. તમારા બદલે બીજો કોઇ કોઈ તમારા પૈસે દાન કરે અને તેનાં મીઠાં ફળ ચાખવાની તમો અભિલાષા સેવો એ વાત કોઇ રીતે આજના કરયુગમાં મનાય કે ગળે ઉતરે તેમ નથી.

# જ્ઞાતિના આદ્ય સુધારક ભાઈઓ પ્રત્યે.

●

વિચારશિલ અને સહૃદયી એવા પ્રત્યેક જ્ઞાતિ-ભાઈઓના અંતરઆત્માને અત્યારની અચોક્કસ સ્થિતિનો મહા પ્રશ્ન મુંઝવી રહયો છે. અનેક જાતના મતમતાંતરો અને વિખવાદમાં, કયો ખરો ધર્મપક્ષ છે અને કોના પ્રત્યે દિલસોજી દાખવવી, કોનો વિજય ઇચ્છવો અને સાહ્યતા કરવાની વૃત્તિ ઉત્પન્ન થાય તો પણ કયા પક્ષના તરફેણમાં કરવી, એવા વિચાર અને મંથનમાં પડી ગયલો મોટા ભાગનો જ્ઞાતિ સમૂહ સ્પષ્ટ માર્ગદર્શન મેળવવાના શુભ આશયથી તમારા પ્રત્યે આશાપૂર્ણ હૃદયે મીટ માંડીને જોઇ રહયો છે. તો આવી અનિશ્ચિત વસમી ઘડીએ આંખ આડા કાન ન કરતાં, આખી જ્ઞાતિને ઉપયોગી થાય એવી રીતે તમારી તમામ શક્તિઓને સંગઠિત કરી વિરોધ પક્ષના નિષ્ફળ પ્રયત્નોને રોષની દૃષ્ટિએ ન જોતાં પ્રેમ ભાવનાથી જીતી લઇ, જ્ઞાતિના સુધારાની પ્રવૃત્તિના

આખા મહાપ્રશ્નને વધારે સ્પષ્ટ રીતે જ્ઞાતિ સમુદાયમાં ચર્ચીને જેમ બને તેમ જલદી જ્ઞાતિહિત સધાય તેવા દરેક પ્રયત્નો આદરવા. તન, મન, અને ધનથી સ્પષ્ટ માર્ગદર્શન કરાવી વિરોધીઓના વમળમાં જઇ ફસેલા જ્ઞાતિભાઇઓને સારી સમજ આપી તમારા હૃદયના શુદ્ધ પ્રેમથી આવકારીને સાચા સનાતન ધર્મના રસ્તે ચડાવવા પ્રયત્નશિલ બનો. ( અમો શુદ્ધિવાળા છીએ; એવું અભિમાન કદાચ તમારા આદરેલા શુભ કાર્યમાં અંતરાયો ઉભો કરતું હોય તો પસ્તાવાના પ્રાયશ્ચિત દ્વારા હૃદય શુદ્ધ કરી ) આપણા સરદારે આદરેલા મહાન સિધ્ધિના કાર્યમાં સંગઠિત થઇ, આપણી અંદરની ત્રુટિઓને સુધારી સમજી, અધુરા રહેલા કાર્યને પૂર્ણ કરવા માટે કટિબદ્ધ થાઓ. કેટલાક સુધારક ભાઇઓની શિથિલતાથી કાર્યપ્રણાલીકામાં આવેલી અસ્થિરતા સત્વર દૂર કરીને ભુતકાળની ભુલોની ક્ષમાયાચના કરી કરેલી પ્રતિજ્ઞાઓ યાદ કરો. શુધ્ધિનો નિર્ણય ગમે તેવો કઠણ હોય તો પણ તેને શિરોધાર્ય માની માથે ચડાવવામાં આવે. પણ સત્યના વિરોધી નિર્ણયનો કોઇ પણ સંજોગોમાં સ્વિકાર ન થઇ શકે, પરંતુ આવી સ્થિતિ તો કોઇ વિરલ વ્યક્તિને ક્વચિત પ્રસંગેજ ઉપસ્થિત થાય છે. એવા વખતે સત્યની સામે મોરચા માંડવાની પદ્ધતિ ગમે તેવા મહાન વિદ્વાન અને બળવાન માણસ અથવા સમાજ કે સંસ્થાના માટે હિતકર નથી,

તો પછી એકાદ બે વ્યક્તિઓના આત્મબળના અભાવે મહાન કાર્ય પદ્ધતિમાં પરિવર્તન કરાવવાના પ્રયત્નો કરી હઠાગ્રહથી અનુચિત વાતાવરણ ઉભુ કરવા અને કરાવવાની દુઃખદ પરિસ્થિતી કોઇ કાળે ચલાવો લેવાય નહિ, માટે પોતાના ધર્મ અને ધ્યેય પરિપૂર્ણ પાળનાર શૂરવિર ભાઇઓ! તમો તમારી ફરજ અને પ્રતિજ્ઞા યાદ કરો, એટલે પોતાની મેળે તમોને તમારા કાર્યની સમજ પડશે. એક વખત તમારા મંડળના મુરબ્બી બનેલા આજે તમારા સામે મોરચા માંડીને તમારા કાર્યની અને હૃદયબળની કસોટી કરી રહ્યા છે, એમ માની આપણામાં આવેલી ત્રુટિઓ તરફ તિરસ્કાર કરી સાવધાન બનો, અને તમારા સામે ઉભા થયેલા ધર્મયુદ્ધમાં પ્રેમ અને સંગઠનરૂપી હથિયારથી હરિફોને મહાત કરો. તેમના પ્રત્યે રોષ કિંવા તિરસ્કાર કરી તમારા વિશુદ્ધ કાર્યને દોષિત બનાવો નહિ. માત્ર શુદ્ધ પ્રેમ અને સાચા હૃદયથી જીતીને તેમને તેમના અસલ સ્થાને પાછા સ્થાપો, અને સાથે મળી પહેલાંની માફક ઉત્સાહ, પ્રેમ અને સંગઠનથી સાથે વિચરી અધુરા રહેલા ધર્મકાર્યને પૂર્ણ કરવા આગળ વધો. કારણ કે તમોને જે કાર્ય કરવું છે તેજ કાર્ય તેઓ કરી રહ્યા છે. અંતિમ ધ્યેય બધાનું એકજ છે. માત્ર તકરાર અને સાઠમારી તો ધ્યેય પ્રાપ્ત કરવાના રસ્તાઓની છે. તમો એમ માની રહ્યા છો કે પીરાણા સતપંથી ભાઇઓથી

તદ્દન છુટા પડીને કાર્યસિદ્ધિ થઇ છે અને થશે. ત્યારે મુરબ્બી રાજારામ શામજી અને ભાઇશ્રી રતનસીંહ ખીમજીનું એમ કહેવાનું છે કે પીરાણા સતપંથીઓની સાથે ખાવાપીવા અને બધો વહેવાર ચાલુ રાખીને કાર્ય સિદ્ધિ થવાની છે તે બન્ને વાતોની તપાસ નીચે કઇ કાર્યસિદ્ધિ આજ દિવસ સુધી થઇ છે તે જુઓ.

**દાખલોઃ** અમારા ગામ માનકુવામાં આજે ૨૦ થી ૨૨ વર્ષ થયાં મુરબ્બી રાજારામભાઇ તથા અમો બધાં સાથે ખાવાપીવાનો વહેવાર રાખી ખાનામાં જવાનું ચાલુ રાખી મુડદાંને દફનાવવાનું આજ દિવસ સુધી ચાલુ રાખ્યું છતાં માનકુવાનો પીરાણા સતપંથી મુમનો કણબી એકે સુધર્યો નથી. નજીકના ભવિષ્યમાં સુધરવાનો નથી, પણ ઉલટું તેઓ અમોને નાતબહાર રાખી રહયા છે, તેઓ સૈયદોના હાથે વટલેલા મુમનાઓ, અમો સનાતન ધર્મનો ફાંકો ધરાવનારા સુધારકોનો સાથ કરવા તયાર નથી. આજે નથી, ભવિષ્યમાં બે પાંચ વર્ષે પણ તૈયાર થશે કે કેમ તે એક શંકા છે. હલીલમાં માત્ર એટલું જ કે સાથે મળીને સુધારો કરશું એ રસ્તો તદ્દન ભુલભરેલો અને અનુભવમાં સાવ અધુરો પૂરવાર થયો છે, માટે મુરબ્બી રાજારામભાઈ આત્મબળને એકઠું કરી બાકી રહેલા જીવનને સફળ કરવાની જીજ્ઞાસા હોય તો—

આત્મબળ વિણુ માનવીનું કોડી કેરૂં મૂલ છે,
સુવાસ વિણુ તે જાણવું આવળ તણું એ ફૂલ છે.

એ સૂત્ર અનુસાર જીવનમાં કંઇક સક્રિયતાની સુગંધ આણો માત્ર આવળનાં ફૂલની જેમ ઉપરનો દંભ હવે સારો લાગતો નથી માટેજ આ બધા ફાકટનાં ફાંફાં છોડી જે રસ્તે કાર્ય સિદ્ધિ આપણે જોઇ શકયા છીએ, અને તમો તથા અમો હડુડ ખાનાપંથીના વિચારોમાં પરિવર્તન આણુનાર સાચા રસ્તા ઉપર આવી શુધ્ધ હૃદયથી કાર્ય કરીએ એ આપણી ફરજ છે

ભુતકાળમાં અનહદ ભોગો આપ્યા છે અને હજુ ભવિષ્યમાં જબરદસ્ત ભોગો આપણે સૌને આપવા પડશે. તો આવા મહાન ભોગો આપતી વખતે જ્ઞાતિના હિત-ચિંતકો સૌ સાથે મળીને ઉભા રહીશું તો એક વિશાળ સંયુકત બળથી ધારેલું ધ્યેય જલદી પ્રાપ્ત કરી શકીશું. અત્યારે આપણે સૌને એક બીજાની ખાસ જરૂર છે. અને એ સર્વમાન્ય ધ્યેયના માટે આત્મ બળીદાન આપી જીવનના ખરા રહસ્યનું સાર્થક કરવા જ્ઞાતિના સર્વ નાના મોટા ઘરડા યુવાન ઉપર મહાન ફરજ આવી પડી છે તે સાથે મળી અદા કરવાની છે. પરમ કૃપાળુ પરમાત્મા આપણો રાહબર બનશે નિસ્વાર્થ સેવા, આત્માના અભિ-

લાષ, હિમ્મત, ખંત અને જ્ઞાતિ પ્રત્યેના શુદ્ધ પ્રેમથી આપણે આપણા માર્ગમાંની મુશ્કેલીઓ ઓછી કરી શકીશું આપણો અડગ આત્મવિશ્વાસ છે તેને અનુસરસું તો અંધકાર અસ્ત થઇ સઘળે પ્રકાશ પથરાશે.



# યુવાનોને અંતઃકરણની અપીલ.

●

અત્યારે કચ્છ ગુજરાત કરાંચી મુંબઇ તેમજ કલકતા વગેરે પ્રદેશમાં સ્થાનિક વસવાટ કરી રહેલા દરેક કચ્છી કડવા પાટીદાર ભાઇઓમાંથી બેચાર, નિસ્વાર્થી સેવાભાવી વ્યકિતઓ મળી આવવી એ કાંઇ મોટી વાત નથી, તેમ જ્ઞાતિ સુધારાના પ્રચાર કાર્યને તન મનથી, ઉપાડી લેવું દરેકની ફરજ છે અને પીરાણા સતપંથ ધર્મના પાખંડને નાબુદ કરવાના માટે કોઇ મોટા વિદ્વાન કે નિષ્ણાતોની ખાસ જરૂર હોય તેમ પણ નથી. માત્ર ખરા અંતઃકરણપૂર્વક નિસ્વાર્થ સેવા પરાયણ અને શુધ્ધ હ્રદયવાળા પાંચ દશ યુવાનોની જરૂર છે. જેમને પોતાના જીવનની સાથે પોતાની જ્ઞાતિના સ્વમાનની પૂરેપૂરી ધગશ હોય તેવા યુવાનો ધારે તો જોતજોતામાં સુધારાનું કાર્ય સફળ કરી શકેછે. વધારામાં જીવનના છેલ્લા આરે પહોંચેલા લાગણી પ્રધાન વૃધ્ધો દુનિયાદારીના પ્રપંચો અને કાર્યોથી

નિવૃત થઇ, પરમેશ્વરની પાસે પહોંચવાના પરવાના તરીકે સ્વજ્ઞાતિમાં જનમ્યાનું સાર્થક કરી લેવાનો શુભ આશય દૃષ્ટિ સમિપ રાખી યુવાનોએ આદરેલા જ્ઞાતિ સુધારાના કાર્યને ટેકો આપી પોતાના જીવનની છેલ્લી ઘડીઓ સુધારી હાથ આવેલા શુભ સમય અને સુવર્ણ તકનો સદુપયોગ કરી જીવન સાર્થક કરવાની સાથે છેવટે મૃત્યુ પણ જોતજોતામાં સુધારી શકે છે. જો જ્ઞાતિ સેવા અને સત્ય ધર્મને સમજી શકાય તો.

આજના ચાલુ જમાનામાં રાષ્ટ્રની લડતમાં સ્વદેશ પ્રેમી યુવકો માત્ર સ્વદેશી કાપડ જેવી ચળવળ માટે પોતાની કાયાઓ કુરબાન કરતા હતા. મરદાનગીથી મૃત્યુને ભેટવા મોટરો નીચે દોડી જતા હતા તો પછી સ્વજ્ઞાતિના ઉધ્ધાર અર્થે સર્વસ્વની કુરબાની સાથે ખતમ થઇ જવાની તમન્ના જ્ઞાતિના યુવાન વર્ગમાં જરૂર ઉભરાઇ નીકળવી જોઇએ? જ્ઞાતિના ઉદ્ધાર માટે અને વિધર્મીઓના ફંદામાં સપડાયેલ સ્વજ્ઞાતિના ભાઇ ભાડુંઓને છોડાવવા માટે જેમ જ્વાળામુખી ફાટે તેમ એકેએક યુવાનોના હૃદયમાંથી ઉગ્ર જ્વાળાઓ પ્રગટવી જોઇએ.

આપણી આજની પ્રવૃત્તીઓને ધાર્મિક સામાજીક નૈતિક અને આર્થિક ઉધ્ધારના માટે યોજાયેલી હું જોઇ

રહ્યો છું એમાંથી જીવન ઝરણુંની ભવ્યતા જગતને વિસ્મય પમાડશે એવી હું આશા રાખી રહ્યો છું. આજની ચળવળ જ્ઞાતિની ઉન્નતિની ઇમારતના પાયા નાખી રહેલ છે. માટે જ્ઞાતિના એકેએક યુવક અને યુવતિઓએ જ્ઞાતિ સેવાના કાર્યમાં સાથ આપવા કેશરીયાં કરવાં જોઇએ. જ્ઞાતિસેવાને દેવ સેવા માની લઇ એમાં ખતમ થઇ જવાની હોડ ખેલાવી જોઇએ. ગામડે ગામડે અને ઘેર ઘેર ઉદ્ધારનો અંતિમ સંદેશો પહોંચાડવા અર્થે સિંહ ગર્જના કરી નાભમંડળને ખળભળાવી મુકવું જોઇએ. દરેક ઉત્સાહી અને શુરવીર ભાઇ બહેનોના અંગ પ્રત્યંગમાં નસેનસમાં, રોમેરોમમાં ઉન્નતિની આગના ભડકા નીકળવા જોઇએ. કે જેમાં પીરાણા સતપંથવાળા મહાન ધુર્ત બાજોની ધર્માંધતા બળીને ભસ્મ થઇ જાય, ખાક થઇ જાય. અને વીર બંધુઓની ગર્જનાથી એ પાપી પંથના ધર્માંધોના કાળજાં કંપી જવાં જોઇએ, ખળભળી જવાં જોઇએ. જ્ઞાતિના મહાન આદ્ય સુધારકો વિર મહારથીઓમાં આજે વિચારોની ભિન્નતાને લીધે કેટલાક મતભેદો ઉભા થયા છે. એવા અંગત મતભેદોને ભુલી જઇ ખોટી મોટાઇના મોહને તજી, હૃદય સાફ કરી, જ્ઞાતિસેવાના સિપાઇ બની, સમાજ નિંદે કે વંદે તેની પરવા કર્યા સિવાય, મુરબ્બીઓ અને શુભેચ્છકોને સુખેથી બાકી રહેલું જીવન જીવવા દઇને, મંદ

પડેલા જ્ઞાતિ સેવાના કાર્યમાં આકાશ પાતાળ જેટલાં પડી ગયેલા અંતરને ઘડીનાએ વિલંબ સિવાય સાંધીને જ્ઞાતિ માતાના ઉદ્ધાર અર્થે દ્રવ્યના નહિ પણ દેહના દાન દેવાવાળા દાતારોએ મોખરે આપવાની જરૂર છે. આજે આવા ક્રાંતિના વિધુતવેગી જમાનામાં મર્દાનગીથી મર્દ બચ્ચો સુખે નિદ્રા ન કરે પેટ ભરીને અન્ન ન ખાય કારણ કે આજે જ્ઞાતિ માતા આબાલ વૃદ્ધ તેમજ યુવાન સ્ત્રી કે પુરૂષ સર્વની તરફ કરૂણ આક્રંદ કરી જ્ઞાતિપુત્રોને વહારે ધાવા સાદ કરી રહેલ છે " દોડો દોડો બચાવો મારૂં પતન થતું સત્વર અટકાવો. નહિ તો મારૂં નામ નિશાન ભારતવર્ષની પવિત્રભુમિ ઉપરથી નાબુત કરવા મંડી પડેલા વિધર્મીઓ અને તેના હાથથી વટલીને તેમના હાથિયાર બનેલા તમારાજ સ્વાર્થી અને ધર્માંધ ભાઈઓના હાથેથી નષ્ઠ થશે તેના બંધનમાંથી કચરાતી રીબાતી બચાવો અને તમો મારા વીર સુપુત્રો હો તો સર્વસ્વના ભોગે મારૂં રક્ષણ કરવા અર્થે આજેજ કેશરીયાં કરો." જ્ઞાતિ માતાના પતનથી ખરેખર તમારા કાળજા કેમ કંપી નથી જતા? માતાના રક્ષણ ખાતર તમારી ધન દોલત માલ મિલકત ઉપરાંત તમારા દેહના બલિદાન આપવા જો તમે તૈયાર ન હો તો આ જગત ઉપર તમને મનુષ્ય તરીકે જીવવાનો શું અધિકાર છે? અને જીવ્યાનું પછી શું સાર્થક છે? જ્ઞાતિ માતાને તમો

ચાહતા હો તો આજેજ ઉભાં થાઓ કટિબદ્ધ થાઓ. અરે ! તેમના રક્ષણ માટે આકાશ પાતાળ ને વીરગર્જનાથી કંપાવી દો. થરથર ધ્રુજાવી દો.

**છે કોઇ એવા મર્દ યુવકો ?** જે જ્ઞાતિ સેવા અર્થે મરી ખુટવા તૈયાર થાય.

**છે કોઇ એવા માડી જાયા સપુત્રો ?** જે સેવા કાર્યમાં જીવન અર્પણ કરે.

**છે કોઇ એવા મર્દ પાટીદારનો પરિવાર ?** કે જે જ્ઞાતિના ઉદ્ધારમાં પોતાના પ્રાણ આપે.

**છે કોઇ એવો મર્દ ભક્ત ?** જે રાત દિવસ જ્ઞાતિ સેવાની પાછળ દિવાનો બને.

**છે કોઇ એવા કુળદિપક ?** જે સ્વાર્થી પેટભરા આગેવાનોના હાથથી જ્ઞાતિને છોડાવે.

ઉપર જણાવ્યા તેવા કોઈ વીર પુરૂષ હોય તો સત્વર બહાર આવો, મોખરે આવો અને જ્યાં હો ત્યાં સેવાના સત્કાર્યમાં લાગી જાઓ. ઉન્નતિમાર્ગે કુચ કરી સેવા માર્ગે સહકાર સાધી અમોને સાથ આપો. વીર આત્મબંધુઓ ! જીવી તો ન જાણ્યું પણ મરી જાણવાની મુરાદ હોય તો આ સેવા યજ્ઞમાં જ્ઞાતિ ઉદ્ધારના મંત્રોચ્ચારની ઘોષણા કરો કે જેથી ગગન ભેદાઇ જાય. મતભેદો રૂપી અંધકારના વાદળ વિખરાઇ જાય.

## જાગૃત થાઓ યુવાનો જાગૃત થાઓ.

પતિત પાવની જ્ઞાતિમૈયાના કરૂણ આક્રંદને સાંભળી તમારા પુરૂષાર્થી સરદારે આદરેલા સેવા યજ્ઞના અધુરા રહેલા કાર્યને તમારી તાકતથી આગળ વધારો પરિપૂર્ણ કરો.

જેમ,

પુરૂષાર્થવાદી જગતમાં પ્રારબ્ધને રોતો નથી
યા હોમ કરી ઝુકાવતાં પાછું કદી જોતો નથી

તેમ જીવનના ઉચ્ચ આદર્શોને દૃષ્ટિ સમક્ષ રાખી ઉત્સાહથી આગળ વધો. તમારા પાસે સાચા હૃદયનો ઉત્સાહ છે તો બધું પોતાની મેળે મળી રહેશે.

પૈસા, અનુભવ, લાગવગ, સહાયતા સર્વે તમારા ઉત્સાહની પાછળ દોડતાં આવશે. પરમપૂજ્ય ભગવતી ઉમીયાનો આશીર્વાદ છે. ફતેહ કરો તૈયાર થઇ વિજય તરફ પ્રયાણ કરો.

નવયુવાનો જાગો, આળસ, નિંદ્રા, પ્રમાદ, એશ-આરામ બધું દુર ફેંકી દઇ વીર બનો.

ઇતિહાસ વાંચો વીરના અદ્ભિત તેનાં કામ છે
આફતથી જે ના ડરે નરવીર એનું નામ છે

તમારા અજ્ઞાન જ્ઞાતિ બંધુઓને તમારા જેવા વીર યોદ્ધા બનાવો. પ્રેરણાના પાઠ શિખવાડો કારણ કે તમારી પાસે કામ ખુબ પડયું છે. તમોએ મર્દાનગીથી ખુબ કર્યું છે, ખુબ કરો છો અને ખુબ કરશો એ હું જાણું છું. તમારા પ્રત્યે મને પાકી શ્રદ્ધા છે પણ ઝાઝા હાથ રળિયામણા. આપણી પાસે કામ ઘણાં છે. કામ કરવાવાળા થોડા છે. માટે જ્ઞાતિના નવયુવાનો દોડી આવો અમોને સહકાર આપો.

પ્રભાત ખોલી છે. નિદ્રાને ત્યાગી પ્રકાશનાં સોનેરી કિરણોને વધાવી લેવા બહાર પડો. વિરતાને વધાવી લો વિજય આપણો છે, ભયાનક અંધારમાંથી બહાર આવી જ્ઞાતિ માતાના તેજોમય દર્શન કરો. તેમનું રક્ષણ કરવા અર્થે બહાર આવો. બહાદુર બનો.

જનનીનું દુધ દીપાવો 'માતાની' કુખ દીપાવો. કુળદિપક બની જ્ઞાતિ માતાની અમર કિર્તી ચારે દિશાઓમાં પસરાવો અને સ્વજ્ઞાતિની સેવા કરી જીવનને સાર્થક કરો.



